અસલ મ્હોટી

# ભજનસાગર.

એકતારામાં ગવાતાં ભજનો
અગમનિગમ વાણી અને રામદેપીરની
ગવાતી સાવરોનો સંગ્રહ.

છપાવી પ્રસિદ્ધ કર્તા.

## હરગોવનદાસ હરજીવનદાસ બુકસેલર

૩૦૪૫, પાનકોર નાકા-અમદાવાદ.

આવૃત્તિ ૧ લી. પ્રત ૨૦૦૦

અમદાવાદ-શાહપુર વનમાળી વાકાની પોળમાં **હરિભાઈ**
દલપતરામે પોતાના ' ગ્રન્થોદય " પ્રેસમાં છાપી.

સંવત ૧૯૮૦. સને ૧૯૨૪.

કીંમત રૂ ૦-૮-૦

# ભજન સાગર.

## ભજન ૧.

ચેતન ચેતજોરે હાં આવ્યો તારો મનુષ્યા જનમ અવતાર ટેક૦
સ્મરણ કરીલે જીવડા સભાગીઆને,
પ્રભુને ભજોતો ઉતરો પાર ચેતન૦
કાયા કાગળ જેસી કોટડીનેરે, ભરીએલા અનમળના ભારરે;
કાયા બેડી તારી બુડવા લાગીને, સંત ઉતારે ભવ પાર ચેતન૦
હરિના નામનાં હાટજ મંડાવોને, ભક્તિનો કરો વેપારરે;
વીઠલ નામની વસ્તુ વેરોરે તોલાં રાખો ટેક શાલરે. ચેતન૦
ધીરજની તમે ઢાલ બાંધોને સત્યની બાધો તરવારરે;
રામ નામ બખતર પેરોને, માંહે કાળીંગાને માર; ચેતન૦
માત તાત તારાં કુટંબ કબીલાને ઘરે સકળવંતી નારરે,
હરિ રૂઠયા એને સુખજ આપેતો જમવા આપે ઝાઝી જારરે, ચેતન૦
સેજ તળાયુને અવલ ઓસીકાને ધન દોલતનો નહી પારરે;
આંહીનું ધન્ય તારૂ આંહીજ રહેશેને સાથે નહિં આવે તલભારરે. ચેતન૦
દેવાય તો તમે અન્નદાન દેજોને, ભરીયા છે ગરથ ભંડારરે;
ભુતનાથ ચરણે ભણે બખીયોને, સત વચન છડીહારે; ચેતન૦

## અખો ૨.

આતમ એકછેરે હાં એક ઓદર એક ખાણુરે.

બાર આગ્ના પછી ઓતમ, મધ્યમ છે તાંણુ વાણુરે. આતમ૦
ભાઇરે બ્રાહ્મણુથી ત્રીવૈસ્ય, સુંદર બાંધ્યા છે વરણુ ચાર,
સોનું સરવે એક છે, એના ઘાટ ઘડયારે અપારે. આતમ૦
ભાઇ મેલો મમતાને ટાળો સંસેરે પરહરોને પાખંડરે,
શેરડી સરવે એક છે, ગોળ સાકરને ખાંડ. આતમ૦
હાથે હાથી કેરાં હાડકાં, કેવાય સુવાસણુ નારરે,
નાવણુ ચોકો નીત્ય કરે, એના જોજો અવળા એ ન્યાય આતમ૦
નવસે નવાણું નદીયુનાં નીરજ ચાલ્યાંને, જુજવા જુજવાતે જાયરે,
આદ સરવાળે સૌએક છે, એનાં નીર પોચ્યાં નરવાણુ. આતમ૦
આચારીને સદાય અવગત, મુળ શોધ્યા વિના ભ્રમરે;
કહે અખો આતમ રૂપ વીના, કેમ કરી છુટશો કરમ. આતમ૦

## ભજન ૩.

જીતો જ્યારે જાણીએરે હાં,
એહી રોયાનો હું હું કારરે;
કાળના તુ તો કટકા કરજેરે,
માથું કાઢયે દેજે મારરે. જીતો.
ધરમના ધનુષ દયાની પણુછુરે,
ભંજન ભલકારે સારરે;
સત શમશેર ખમાં ખડગ,
લઇને ઝુંજે એમ જુહાર. જીતો.
પ્રેમનાં બખતર નખ શીખ પેરોને,
વળગે નહિરે વીકારરે;
રામનામ સ્મરણુ કરી લ્યોને,
દીપશે ધણી દરબાર. જીતો.

મરમ ભોરીંગ ચળીને ખાંતે મળ્યા ખુવારરે,
ભગત જગતમાં ભળી શમ્યારે,
તુંતો મનને મેલીશમાં એકતાર. જીતો.
શીલ બંધુક સંતો દારૂરે,
જ્ઞાન ગોળારે સારરે,
માર મમતાને મરે સંશે તાર',
સમજીને ખેલ સીકાર. જીતો.
સામા સામા મેલો મનના ભામારે,
હાથ કરો હથિયારરે,
ચેતન ચોકીમાં ચોરન લુંટે રે,
કણુશ કરશે કીરતાર. જીતો.
પારકુ ધન તમે જાણોરે મસાંણુ ભોમી સારરે,
આકાશ રોજી તારી ઉતરે,
તારા અહારનો નાવે પાર. જીતો.
વસમી છે ઘાટીને ઉતારો માટીરે હરખ શોક હજારરે,
જગત જળી હેરઘછે,
બળી તેનો ડાંઘ ન લાગે લગાર. જીતો.
જ્ઞાન ઘોડેતે સાચ દોડાને તે પર થાઓ અસ્વારરે;
ભુતનાથ ચરણે ભણે અખીયોરે,
ખેલ છે ખાંડાની ધાર. જીતો.

## ભજન આગમ ૪.

જેત્યેને પાટેરે જામો જાગશે, મળશે ચરણુ અઢારરે,
મોટા મોટા મુનીવર આવશે બેઠા આસન વાળીરે;
વીરા મારા વાડીયુ વધાવીયું,
સાચા સત ગુરૂ મુનીવરને સેવીએ,

ચંપો મરવોને રૂડો કેવડો, લીલી નાગર વેલરે,
ફાલી ફુલને ફલ જામશે,
મેલો મનડાની આંટીરે. વીરા.
સામટો સ્વાર્થ તમે કાં કરો ફળ ખાઓને વેંચીરે,
આવતા અભ્યાગતને ઓળખો,
જીવડેરે આંખ્યું મીંચીરે. વીરા.
પાખંડ મેલીને થાઓ પાધરાજી,
મન રાખોને દરીઆરે,
ત્રેલા વાલા શું તાંણુશે, ખર લેશે ધમળારે. વીરા.
રણુનો રાહો ત્યાં રણુ ચડયો, દલ સામા ડગલારે
શીશ પડે વાંકો ધડ લડે, પાછાં ન ભરે પગલાંરે. વીરા.
છડીયુ વાળારે ચડી લશે કેમ પોચાગાશો પાળારે,
ભલીયું વાળા જ્યારે ભેટશે,
કાયર દેશે મેં ટાળારે વીરા.
પારકાં ભોજન તમે કાં જમો, જમતાં લાગે છે મીઠાંરે,
તલ તલનાં લેખાં ધણી માગશે, જડશે ઝાઝાં જુતાંરે. વીરા.
રેવુંરે પરમેશ્વરના પંથમાં, ખેલવું ખાંડાની ધારરે,
ભુતનાથ ચરણે ભણે અખેયો,
માંયલા મણુજરને મારોરે. વીરા.

## જીવણદાસ ૫.

સમજ મન તું સોયનર ઘેલા,
આવ્યો વાયદો અડેકડે. ( ૨ )
રામ નામની છડીયું ચાલે, સીચાણો અજ્ઞાન ચડે,
પલમાં પ્રાણી પકડી લેશે
જેમ પંખીમાં બાજ પડે. સમજ.

તુને ધુત્યો ને મુને ધુત્યો, પરનારીસું પ્રીત કરી,
એ દહાડા પ્રાણી દલમાં રાખો,
અંતકાળે તો આડા ફરે સમજ.
છાની વાતો ચોડે ધાડે, ધારણ વિનાની નાવે ધડે,
સંતની સેવા જ્ઞાન ગરીબી,
એ જુગટીયાના નહિં જડે. સમજ.
જગજીવનસેં ઝગડો લાગ્યો, અનેક ભુપતથાન ભડે.
દાસ જીવણ સંતો ભીમને ચરણે,
તે પ્રતીત હોય તો પાર પડે. સમજ.

## ભજન ૧.

હીરલો લાધ્યો મુજ રાંકનેરે, કોડી એનાં મુલ કેવાય;
ઝવેરી મળેથી એના પારખ્યા,
એનાં મુલ તો મોંઘેરાં થાય,
વરતન જોઇ વસ્તુ વોરીયેરે હાં,
જેમાં અવગુણ નોય ટેક.
સત ગુરૂએ મારી મુને સારડી,
સાર બેડો રૂદીયા માંય,
ટંકશાળે ગયાં પાછાં નહિ ફરે,
નાણાં સાચાં રે કહેવાય. વરતન.
ચિંતામણી મણીરે સોહામણો,
શોભા વરણુવી ન જાય,
જેનેરે દીઠે કમળ ઠરે, આપ સરીખા કેવાય. વરતન.
સુંઢારે ગરવા મારા સાધશે જેનો સોનેરી રંગ,
ધોવે ધોણેરે રંગ નત નવો,
ઉલટી જાશેરે પતગં. વરતન.

ખરારે ખોટાના લેશે પારખાં
જેમ તાવતાં તરત પરખાય,
કહેરે જીવણ એને જોખતાં
કુડીયાં સાંધણમાં જાય. વરતન.

## ભજન ૭.

વેલા પધારો હરી સંતોની વારેરે
મારી વારે ચડો વિશ્વાધારરે--ટેક.
રાણી દ્રુપાદે જેદી પાટ પધાર્યાંરે,
જામૈયો રચ્યો છે અંજારરે,
સોનાની થાળીએ જેદી, ફુલડાં રચાવ્યાંરે,
કર ગ્રહયો કીરતારરે. વેલા.
જુનાગઢમાં મેતો નરસી કેવાણારે,
સોનાની હુંડીયું સ્વીકારીરે,
કુંવરબાઇનું જેદી મોસાળુ પુર્યું રે,
વાલો થયા છે વેપારીરે. વેલા
રોહીદાસ માથે જેદી બ્રાહ્મણ કોપ્યા રે,
અર્ચી મંડાવી એને બાંતેરે,
અનુભવિ પ્રભુ આસરો તમારોરે;
સાચા ભક્તની પત રાખીરે.
કોલવા ઉપર જેદી કરૂણા કીધીરે.
દેવળ ફેરવીને દેદારરે.
દાસ જીવણ સંતો ભીમકેરે ચરણુરે,
મંદિર મંદિર મોરારીરે.

## ભજન ૮.

મીરાંબાઇ પુરવ જનમની છે પ્રીતડીરે,

નામ નહિરે છોડુ હરી,
મારે રૂદીએ લખ્યા હરીના લેખ રે,
નામ નહિં રે છોડુ હરી,
મોહોલમાંથી મીરાં ઉતર્યાં ત્રાંબામાં ભરીયા ભાર;
લખી કાગળ રાણો મોકલે,
એ મીરાં એકવાર ચીતોડગઢ આવરે. નામ૦
ચાર પાંચ પત્ર રાણે મોકલ્યા જાજો મીરાંની પાસ,
સગુણ જેવું મીરાં સાંભરૂં,
લજવ્યું મામાને મોસાળ.
લખી કાગળ રાણો મોકલે, દેજો મારાંને હાથ,
ચાર પાંચ આલુ મીરાં ગામડાં,
અરધુ આલુ તુને રાજ.
તમે રાઠોડની કુંવરી, અમે છૈએ ચમાર,
કાલે રાણો ઘેર આવશે,
મીરાં શું થાશે હવાલ રે. નામ૦
ઝેરના કટોરા રાણો મોકલે દેજો મીરાંને હાથ,
અમૃત કરી મીરાં પી ગયાં,
મારો સાયબો રાખે મારી લાજ. નામ૦
પાટ સરખી પીળી થઇ મીરાં,
લોક જાણ્યે પડ્યા રોગ;
એવી લાંઘણ તો મીરાંબાઇ કરે,
મારે હરી ભજ્યાનો આવ્યો જોગ. નામ૦
રાણોજી ખબરૂ મોકલે, જાજો મીરાંને મોહોલ;
મીરાં મુવાં હોય તો બાળજો,
રાખ દેજો જમનાજીને ઘાટ. નામ૦

ઝાંઝ પખાજ વેણું વાગીયાં, ઝાલરનો ઝણકાર,
કાશી નગરનાં ચોકમાં,
મને ગુરૂ મળ્યા રોહીદાસ. નામ૦
ભાદરવો ભલે ગાજીઓ, નદીએ ખળકીયાં નીર;
દાસ જીવણ સંતો એમ કહે,
મીરાં ભજનુમાં રહેજો ભરપુર. નામ૦

## ભજન ૯.

જુગના જીવન વેલા આવોરે,
મારા પ્રાણ પાતળીયા વેલા આવોરે;
હો તમ વિના મારે અંતરમાં અંધારૂં. ટેક.
નાભી કમળ પર સુરતા સામળીયા,
અધર તખતપર મારો આપ બીરાજે;
સુક્ષમણા નારી જે સેજું બીછાવે,
તારે રાસ રમ્યા રંગ ભીના. હો તમ૦
સાવ સોનાના હરી વાધા સામળીયા,
પાનેતરમાં રંગ ભીના ભીના સોધયેરે;
વાલો વીદેશી વરવાને બેઠા.
ત્યારે વીટાણા સો વનમાળેરે હો તમ૦
મધુરી શી મોરલી વાગી સામળીયા,
સુતાં મંદીરીએ રાણી રાધાજી જાગ્યાં;
જાદવ કુળને એટલું કેજો,
બે ચાર દાડા વેલા આવો. હો તમ૦
કોરા કાગળનો કટકો સામળીયા,
મસ મોંઘી લેખણ નોતી;

કુંવરબાઇનાં મામેરાં પુર્યાં.
તે છાબું ભરીને વેલા આવ્યા          હો તમ૦
સાચું ઘરેણુ મારે તમે શામળીયા,
અવર ઘરેણું મારી નજરમાં ન આવે;
દાસ જીવણ સતો ભીમને ચરણે,
તે દાસને દરશન દેજો.          : હો તમ૦

## ભજન ૧૦.

રામ સમર મંન રામ સમર લે,
અરે મુર્ખ ક્યું મંન સુતા;
જાગ્રત નગરી ચોર ન લુટે,
જબ મારેગા જમ દુતા.          રામ૦
જપ કર તપ કર કોટી યજ્ઞ કર,
કાશી જાઇ કરવત લેતા;
મુઆ પછી મુક્તિ નહિં હોવે,
રણમેં સરજે જમ દુતા.          રામ૦
જોગી હોકર જટા વધારે, અંગ લગાવે ભભુતા,
દમડી કારણ દેહ જલાવે,
સો જોગી નહિં જમ દુતા.          રામ૦
જોગી હોય સો જંગલ રહેવે,
કાળ ક્રોધકું (દે) દંડા;
અધર તખ્તપર આપ બીરાજે,
સો જોગી હય અવધુતા.          રામ૦
સુતા સોનર ગયા ચોરાશી,
જાગ્યા સો નીરભે હોતા;
દાસ જીવણ સતો ભીમને ચરણે,

અનુભવી અનુભવ લેતા. રામ૦

## ભજન ૧૧.

મેં મસ્તાની મસ્તી ખેલું મેં દીવાના દર્શકા;
ક્ષમા ખડગ લઈ આગે હોતું,
મેં સીપાઇ હું મેરમકા; મેં મસ્તા૦
ધનન ધન ઘડીઆળાં વાગે, તાલ પખાજ અરૂ મૃદંગા
સુન સીખર ગઢ સૈન ચલાવું,
નાચ નચાવું નવ રંગા. મેં મસ્તા૦
રાય આંગણીએ વાંસ રોપાવું, ધીમા ઢોલ બજાવુંગા,
નટવા હોકર નાચ નચાવું,
અભયપદ લઇ આવુંગા. મેં મસ્તા૦
મેં દાસી સબ સંતન કેરી,
પાઉં પીઆલા અવીનાશી,
ખોજ ખબર તુજે દીલ ભીતર,
રોમ રોમપર લે લાગી. મેં મસ્તા.
જીવન સુનલો સાધો ભાઇ, કઠિન કામ હે વેરાગી;
નુરત સુરતકી સાંન હેરાણી,
સકળ ભરમના ભે ભાગી. મેં મસ્તા.

## ભજન ૧૨.

અમારા ને અવગુણરે, ગુરૂજીના ગુણ ઘણારેજી;
અમારા અવગુણ સામુ મત જોય. ( ટેક )
ગુરૂજી મારા દીવોરે ગુરૂજી મારો દેવતારેજી,
ગુરૂજી મારા પારસમણીને તોલ. અમારા.
ગુરૂ મારા ગંગારે ગુરૂ મારા ગોમતીરેજી,

ગુરૂ મારા કાશીને કેદાર અમારા.
ગુરૂજી મારા ત્રાપારે ગુરૂ મારાં તુંબડારેજી
હ તુંબડે ઉતરીએ ભવપાર. અમારા.
જાલીડાં મેલાવોરે ગુરૂ ગણુ જ્ઞાનનારેજી,
હ ઝાલીડાં જરણી માંહેલો જામ. અમારા.
ગુરૂને પ્રતાપે દાસ જીવણ બોલીયાજી,
દેજો અમને સંત ચરણાં વાસ. અમારા.

## ભજન ૧૩.

દેખ્યા હોયતો કહી બતાવો, મોતી કેસા રંગા હોજી;
ગરૂ ગમ કરી ગોતો ગગનમાં, ત્યાંછે ગુપ્તી ગંગા. દેખ્યા.
ગુવડ ગુરૂને છીપા ચેલા, દીવસે નહીં પગ ડંડાજી.
અગમ ભાખે પણ ગમ નહિ નરને,
આપ વખાણે અખંડા; દેખ્યા.
દીપક ગુરૂએ જ્ઞાન બતાવ્યું,
નામ પ્રતાપ નર ડંડાજી;
પીંડ બ્રહ્માંડમેં અપરંપારા,
નહિં સુરજ નહિ ચંદા. દેખ્યા.
કર્યાસે આયા ક્યાં સમાણાં, અહીં બડા અચંબાજી;
મોતી ન નીરખ્યાં પિયુ ન પરખ્યાં,
આપ ભયા આનંદા, દેખ્યા.
આતમ ચીન્હો અનુભવ પામ્યો,
મટી ગયા સોય ફંદાજી;
દાસ જીવણ સતો ભીમને ચરણે,
ધ્યાની પુરૂષના ધંધા. દેખ્યા.

## ભજન ૧૪.

જાવું છે મરી મેરમ જાવું છે મરી, લે લગાડી રામ ભજીલે.
મેડી મંદીર માળીયાં, તારાં જાશેરે પડી,
કાચી કાયાનું સ્થળ બંધાણું, જાણે ધુળની ધુડની ધડીરે; મેરમ.
સગું કુટુંબ તારૂ લુટવા લાગે, કાનની કડી.
કાઢો કાઢો એને સહુ કહે, હવે રોકામાં ઘડી (૨) મેરમ.
ફુલની થોડે ફુલી રહ્યા છે, જાણીએ ગરથમાં ગળી.
જમડા આવશે જીવ લેવા, પછે ભાંગશે નળી–ભાંગશે નળી; મેરમ.
સાધુની સંગ ગુરૂની સેવા, ઇ વાત છે ખરી,
દાસજીવણુ સંતો બીમ કેરે ચરણે,
જન્મ જાય ટળી–જનમ જાય ટળી. મેરમ.

## ભજન ૧૫.

મારો બાળપણાનો બેલીરે, મારી કાયાનો સંગાથીરે.
જેણે પ્રીત જગતમાં કીધી.
વહાલા મારા પહેલી પ્રીત ધરૂજીએ કીધી,
જેણે અવીચળ પદવી લીધીરે. જેણે.
વાલે મારે ભાવે ભાજી વીદુરની ખાધી,
જેને સંગતે ગુણકા સીધીરે. જેણે.
વાલે મારા જલમાં ગજે ભુમ કીધી,
તેની તરત ખબર લીધીરે. જેણે.
વાલો મારો વંનરાતે વંનના વાસી,
એમ બોલ્યા જીવણ દાસરે. જેણે.

## ભજન ૧૬.

મારે બાળ પણાની પ્રીતુરે, પુર્વ જનમની પ્રીતુરે,

ઓધા મોલ આવોરે.
જોઇ જોઇ વેરીએ જોતું, બીબા વિના પડે ન ભાત્યુંરે
ભાર ઝીલે ભીતુ રે. ઓધા મોલ.
તમ વિના નથી રેવાતું, વાલમ આવો કરીએ વાતું.
આવી છે એકાંતુંરે. ઓધા મોલ.
દાસ જીવણ સંતો ભીમને ચરણે, વારણાં લઉ વારી વારી
ગરીબ ગવાણુારે: ઓધા મોલ.

## ભજન ૧૭.

ઉરી ઉધારા તારા કેટલાક રહશે વાહાલા.
ખોલીયું લીધું છે માગી ભાડે. ટેક
એવો મોંઘો મુલો મનખો મેલીને જાવું છે એક દહાડે.
સગુરે કુટુંબ તારૂં ઝાંપલા સુધી વાલા,
મીત્રો વળાવી આવ્યા ઉજડ પાડે— ઉરી.
દેહના ડુંગર તારા ડોલવા લાગ્યા વાલા,
વચને બંધાયા દેહિએ કાચો નાડે— ઉરી.
દાસ જીવણ સંતો ભીમને ચરણે વાલા,
સાધુ વોળાવા કોઇ નહિ પાડે— ઉરી.

## ભજન ૧૮.

સંત ગુરૂ મળીયા એના સંસેય ટળીયા,
મારી બે ભરમણાં ભાગી·
જીવેરામ બે ભરમણાં ભાંગીજી. ટેક
ગ્નાન ગબરૂં મેં તો કંઈ નહિં જાણું
મારી સુરતા સાહેબ સુરે લાગી.
જીવેરામ સુરતા સાહેબશુરે લાગી. ૧

નાભી કમળસે નાવ ચલતહે,
જળ હળ જોતુએ જાગી. જીવેરામ. ૨
નરતો સનમુખ ચાલે,
કાયર જાશે ભાગી; જીવેરામ. ૩
બીજડી બંદુકડીને પ્રેમ પલીતો,
અમને જ્ઞાન ગલોલી લાગી. જીવેરામ. ૪
દાસ જીવણ સંતો ભીમને ચરણે,
સંત મળ્યા સુહાગી. જીવેરામ. ૫

## મીરાંબાઇ ૧૯.

ભારતો ધણીનો દીનાનાથ, વાતુ અમે કેમ કરીએ.
લટકામાં આવુંને લટકામાં જાવું, લટકામાં સમજાવુંરે. ૧
એક ઠેકાણું તમને એવું બતાવું તે, એ ઘડી ઉભા રેજોરે.
સુખ દુઃખની આપણુ વાતુ કરીએ વાલમ, જોબન જાય રસ લેવારે ૨
સોના ઇંઢોણીને રૂપલાનુ બેડું, હાથમાં જળ જમુનાની ઝારી,
રાણી રાધાજી જાણે પાણીડા ચાલ્યાં, જાણે સોળ વરસની નારી. ૩
સોળે સણગાર તારે અંગે બીરાજેને હાથમા સોના કેરો ચુડો.
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ, વાલા વર છે રૂડો. ૪

## ભજન ૨૦.

નીત નીત ભજવું તારૂં નામ તારૂં નામ મારા સામરે.
પ્રેમ થકી મને પ્રભુજી મલ્યા હોજી. નીત નીત.
સુની સેજડીઆં મોરી નીદ્રા ન આવે વાલા.
કાંઇ નવ સુજે ઘરનાં કામ મુને કામ: પ્રેમ.
આ કાંઠે ગંગા વાલા ઓલે કાંઠે જમના.
વચમાં ગોકુળીયું રૂડું ગામ-રૂડું ગામ, પ્રેમ.

ભાતરે ભાતનાં ભોજન પીરસીયાં વાહાલા.
જમવા ન આવે ઘેલો સામ ઘેલો સામરે; પ્રેમ
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ વાલા.
છેલ્લી બાકીના રામ રામ રામ રામરે; પ્રેમ

## ભજન ૨૧

કાનુડો ન જાણે મારી પ્રીત, બાઇ અમે બાળ કુંવારાંરે; કાનુડો૦
જળરે જમનાનાં હુંતો, ભરવા ગઇતીરે,
કાનુડે ઉડાડયાં આછાં નીર–ઉડયાં ફરરરરરરે કા૦
જમુનાને કાંઠે વાલે રાસ રચ્યો છે,
સોળસે ગોપીનાં ઝાલ્યાં ચીર–ફાટયાં ચરરરરરરે કા૦
હું તો વરણાગી કાના તારારે નામનીરે.
કાનુડે તાણીને માર્યાં તીર વાગ્યા–અરરરરે. કા૦
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ વાલા,
કાનુડે બાળીને કીધાં ખાખ–ઉડી ફરરરરરરે. કા૦

## ભજન ૨૨

જુનુ થયુરે દેવલ જુનુ થયુરે; મારો હંસલો નાનોને દેવલજુનું થયું
આરે કાયા હંસા ડોલવાને લાગી, દાંત ગયાને માંહે ખુરીયાંમારો
આરે કાયા હંસા પડવાને લાગી.
ગયો હંસને પાંજર પડયુંરે રહ્યું મારો.
તેવ તેવડીરેહંસા મળી ગોવાલણુ, તેણું મનડું મારૂ મોહ્યું મારો.
મીરાં કહે પ્રભુ ગીરધરનાગુણુ, પ્રેમના પ્યાલા તમને પાઇ પીઉ મા૦

# તોળારાણી.

જેસલ કરીલે વિચાર, માથે જમ કેરો માર.
સ્વપના જેવો છે સંસાર, એમ તોળી રાણી કરે છે પોકાર
આવોને જેસલરાય, પ્રેમથકી આપણ મળીએ.
પુરા સાધ્ય હોય ત્યાં જઇ ભળીએરેજી, ૧
અનુભવ આવીયો અવતાર, માથે સતગુરૂ ધાર,
જાવું ધણીને દરબાર, એક્ષડી ઉતારો ભવપાર, આવો
ચાંદો સુરજ વસે છે આકાશ, નવલખ તારા એની પાસ
પવન પાણીનો પ્રકાશ, સહુ લોક કરે તેની આશ; આવો.
ગુરૂના ગણુનો નહિ પાર, ભક્તિ છે ખાંડા ધાર.
નુગરા શું જાણે સંસાર, એનો એળે ગયો અવતાર આવો.
છીપું સમુદ્રમાં થાય, વાકી ધન્યરે કમાય
સ્વાતીના મેહુલા વરસાય, ત્યાંતો સાચાં મોતી થાય. આવો.
મોતી એરણુમાં ઓરાય, માથે ઘણ કેરો ધાય,
ફુટે ફટકીયાં કેવાય, સાચાંનીતો ખળે ખબર થાય; આવો.
જીવની ગતી ગુરૂની પાસ, કેવી કસ્તુરીની બાસ.
તોળી રાણી તેજના અંબાર, સેવકોની લેવા આવે લાજ આવો.
નવલખ કોથળીયું બંધાય, તે તો ગાંધીડા કેવાય,
હીરા માણેક હાટે વેચાય, તે તો મુલે મોંઘા થાય; આવો.
નીલ ઉડી નાવાને જાય, કોયલા ઉજળા ન થાય.
ગુણકાનો બેટો બાપ કોને કેવા જાય માવડા મેએ કણુ ન વેડાય;
દેખા દેખી કરવાને જાય, એતો અધુરીઓ કેવાય;
હાથમાં દીવો લઇ કુવે પડવા જાય,
ચાર જુગની વાણી તોળી રાણી ગાય. આવો.

## ગણપતિનું ભજન ૨૩.

રણુ જણુ રણુ જણુ ચલો મેરે દાતા.
દયા ભાવે મન ભોળાજી.
શુદ્ધ બુદ્ધ નારી તારા ચમર ઢોળે દાતા,
મહેર કરોને મોરારીરે.
રીઝયા ગુરૂ દેવ સુંઢાળા,
ખોલ્યા મારા રૂદીયાનાં તાળાં,
પારવતીનો પુત્ર તો કહીયે દાતા,
પીતા શંકર દેવા. રીઝયા ગુરૂ દેવા૦
ગ્રથ સીંદોરના ચડે રંગ ચોલા,
કંઠડે પુલડાની માળાજી,
કાનમેં કુંડલ ઝળકતાં આવે હે દાતા,
દરશન દીઓને દેદારા. રીઝયા૦
સંત સાધુ કેરા જહાજ બનાવદે,
જ્યામે બેઠા હે ગુરૂ મોરાજી.
કાયા બેડી પ્રભુ પાર ઉતારો હે દાતા.
સુન સખરગઢ ઘેરોરે. રીઝયા૦
રૈવાદાસ કેરી સેવા બનાયલે,
હૃદયમાં હુવે અજવાળાજી;
ભાવદાસના બોલ્યા રામદાસ:
પ્રગટ કરોને પોકારા. રીઝા૦

## શ્રી રામચંદ્રાય નમ ૨૪.

આજ સુખી હું તો આનંદ પામીરે,

અવધ વસે અંતરજામીરે, ચાલો જોવાને જઇએ—ટેક.
દશરથ નંદન આનંદકારી,
સુરતી સુરતી મનોહારીરે. ચાલો૰
કાને છે કુંડળ મકરાકારે,
માથે મુગટ ધર્યો ભારેરે. ચાલો૰
બાંયે બાજુબંધ બેરખા સોહે,
જોઇને મનડું તો મોહેરે. ચાલો૰
રઘુવંશી રાજા છે રામ રૂપાળા,
કંઠે ધરી વનમાળારે. ચાલો૰
ઘર ઘર પ્રત્યે અવધપુર માંહે,
આનંદ ઓછવ થાયરે. ચાલો૰
વિધ વિધ જાતનાં વાજીંત્ર વાજે,
અવધ ગાજે છે અવાજેરે. ચાલો૰
વામ ભાગે સતિ સીતા બીરાજે,
દક્ષિણે લક્ષમણ રાજેરે. ચાલો૰
સહિત ભરત શતુઘન ભાઇ,
મારૂતી રહ્યા કર સાહીરે. ચાલો૰
શ્યામ મેઘ સમ રામજી રાજે,
લલીત વર સીતાજી છાજેરે. ચાલો૰
રાજીવલોચન છે રઘુરાય,
નીરખી સાંમ ન્યાલ થાયરે. ચાલો૰

## મુળદાસના ૨૫.

વચનને વિચારીરે સંતો તમે ચાલજોરે,

હરે ભાઈ એછ મોટાનો મર્મરે,
ભાવેને અમૃતમાંહે વીખ લઇ ઘોળીયેરે,
હારે એનું કોટીક એસે કર્મરે;
જીવો સેવો સ્વામને સ્વામને સેવોરે,
નકલાગી નામને જીરે સેવો શ્યામને,
ગળીને સાકરરે લઇને નાખે દુધમાંરે,
હરે લઇને પનંગને પાયરે;
વશીયરની ડાઢેરે વીખ ઘણું નીપજેરે,
હારે ભાઇ પંડ પડે કાં જીવડો જાયરે. જીરે.
ગંગાનાં જળ વહે અતિ નીર્મળાં રે,
હારે એને પીધે પ્રાશ્ચીત જાયરે;
ગળાને ખાળેરે જળ કેરા જોગમાંરે,
હારે ઇતો દંભીક જળ કેવાયરે. જીરે૦
મહીને મથ્યે નવનીધ નિપજેરે,
હારે ભાઇ પાણી મથ્યે શું થાયરે;
લુંણુતે ભળ્યુંરે મહી કેરા માટમાંરે,
હારે એતો ગરથ સમુળગો જાય. જીરે૦
અણુંને કણુંરે પડયું જેની આંખમાંરે,
હારે એને જોયા તણું સુખ જાયરે;
વિદ્વાને આંજણેરે ગુરૂએ આંજ્યુ આંખમાંરે,
હારે એનાં નેતર નીર્મલ થાયરે. જીરે૦
રતનની જતનરે સંતો તમે રાખજોરે,
હારે જેમ માઝન સંઘરે માલરે;
ખાઓને ખરચોરે ભીગતે વાવરોરે,

હાંરે ભાઇ ડાહ્યો થઇને દલાલરે. જીરે.
શ્રવેને અમૃતરે પીધું બેસી પાંતમાંરે,
હાંરે છલ કરીને સનમુખેરે;
અંતસકરણરે જેનાં નહિં ઉજળાંરે,
હાંરે ભાઇ દીધું દેવતાને દુખરે. જીરે.
પાત્રને કુપાત્રરે એછે પટાંતરોરે,
હાંરે ભાઇ તેથી પામીએ ત્રામરે,
કલંકને નથીરે નકલંકી નામનેરે,
હાંરે ભાઇ મારાજ કહે મુળદાસરે, જીરે.

## ભજન ૨૬.

પંડને બરમાંડમાં જ્યારે વાણી નોતી ભાઇ
ત્યારે નાદને બુંદ નવ બરતા જીરે સંતો
બ્રહ્માને વિશ્નું માહેશ્વર નોતા ભાઈ:
ત્યારે આપે આપ કરતા જીરે સંતો.
જીરે સાચો ધર્મ છે હાં હે સંતો,
બારજાભીતર એક બ્રમ છે. ટેક.
મનમથી માયાએ મળ રચાવ્યો,
ત્યારે નાદને બુંદ પ્રકાસ્યા. જીરે૦
પાંચ મુદ્રીકા લઇને પ્રગટ કીધી ભાઇ,
ત્યારે ચૌદ લોક રચાયો. જીરે૦
મહા મંત્ર લઇને પંથ પ્રકાશો ભાઇ,
ત્યારે ઘટ પાટે પુજા કીધી. જીરે૦
ગુરૂજીને ભેદેને ચારરે વેદે ભાઇ,
ત્યારે ભક્તિ લઇ શિવજીને દીધી. જીરે૦

શિવને શક્તિ મળી ધર્મ ચલાવે ભાઇ,
ત્યારે ઉમૈયા પાટે પધાર્યા. જીરે૦
પાંચે મળીને મહા વૃત સાધ્યો ભાઇ,
ત્યારે નામ ધરાવ્યું નીજારી. જીરે૦
મેરૂ શીખરથી ગંગાજી મગાવો ભાઇ,
ત્યારે વાચેને કાચે વૈતરણી. જીરે૦
ભગત જગતને લઇને ઓધારણી ભાઇ,
ત્યારે શબ્દમાં રેણીને કરણી. જીરે૦
દયા ધરમ લઇ પરમાર્થ પેખો ભાઇ,
ત્યારે આપપણું નવ લેખું. જીરે૦
ગુરૂજી શબ્દે તમે હુઇને હાલો ભાઇ,
ત્યારે સર્વે નુરી જન દેખો. જીરે૦
શબ્દ તીરથ થકી ઉન મુની રેવુ ભાઇ,
ત્યારે જાત વરણુ નવ ભાળો. જીરે૦
મુળદાસ કે જે નર ભીતર જાગ્યા ભાઇ,
ત્યારે સકળ ધર્મને પાળો. જીરે૦

## ભજન ૨૭.

જીરે વટાવડા વાટેને ધાગે રે
વીલંબ નવ કીજીએરે—ટેક.
સ્વપ્નામાં સુતારે હરિજન જાગજો
તારો જનમ પદાર્થ જાયરે,
દેવને દુર્લભ છે આ દેવતા,
તે પુરણુ ભાગ્યે પાપ. જીરે વટાવડા વાટના

એવા વાટને ઘાટેરે વીલંબ ન કીજીએરે—ટેક.
એવું આપો આપુ અરપીને, પરને પેખીએરે.
તે ભજવા શ્રીભગવાન,
આતમને પરમાતમ એક કરી જાણુજો.
તે દયા સમો નહિ દાન જીરે૦
એવા પરદેશી પરોણુલા, આવ્યા ઘેર આપણે,
તે વાયક દેશી વાય એવા જાણો છો પોતાના,
ઇચ્છે પારકાં તે પુત્રને પરીવાર. જીરે૦
એવા સરોવરને તરોવર પંડ પરમાર્થી,
ખપે સોવેડી ખાય;
એવાં નદીયુંના નીર નવસે પોતાતણા
તે નીર નવાણે જાય. જીરે૦
એવા છતે ને હુંતે નવ વાવરે,
એ અણુસમજુ છે આથ;
કાયાને માયારે મીથ્યા કરી જાણુજો,
તે સંભારી નહિં આવે સાથ. જીરે૦
પંડને પેસોરા પોઢયા પ્રાગ પાંદડે:
ત્યાં પંખીડા વસે દીનુ પાસ;
કાળને કબાડી આવ્યો તેને કારમો,
તે નીત્ય પરલેને નીત્ય નાસ. જીરે૦
સંસારીઓ સુતારે ઘેર્યો લધ ઘેનમાં,
જેને અન્ય માયાની આશ,
એવા હરીજન ભાગ્યારે, શબ્દ રૂડા સાંભળી;
તેતો મારાજ મુળદાસ ગાય.

## ભજન ૨૮.

નવધા ભક્તી કરો એ સોહંગ,
નામ જપો જનમ ભવતરો;
ગુરૂ ગણપતી ગુરૂ ગુણ ભંડાર,
તો ગતરે મુક્તિના દાતાર;
તો નીગમ કહે નીરધાર જીરે નવધા ભક્તિ,
પ્રથમ નામે પ્રહેલાદ ઓધાર્યા,
રૂશી નારદને પ્રતાપે.
નરસિંહ રૂપ ધર્યું નારાયણે,
તો પરીબ્રહ્મ પ્રગટાયા છે આપે જીરે.
હાથ જોડીને હનમાનજી ઉભા,
તો રામજી કેરા નીજ વાસા,
વાચે ને કાચે કેવળ ભક્તિ,
તો રામજીના ચરણુની વાસા. જીરે.
ચરણુકમળ લક્ષ્મીએ સેવ્યા,
તો પતીવ્રતા પદની દાસીજી,
એ નીજ ધર્મ કર્યો નારાયણે,
તો અખંડ મુર્તી અવિનાશી જીરે.
સખારે ભાવે અરજુને સુખ લીધું,
તો કૃષ્ણ ઉપાસન કીધું:
માહા કલ્પાંતે પાંડવને ઓધાર્યો,
તો ભક્તિ અભેપદ દીધી. જીરે.
અક્રૂરને જ્યારે ભ્રમર ભાસ્યો,
તો આત્મરૂપ છે એકે,

કૃષ્ણ વીના બીજુ કાંઇએ ન ભાખ્યું,
તો વેદ પુરાણે વીવેક. જીરે૦
શ્રીમદ ભાગવત સુકદેવે કહ્યું તું,
તો પ્રીછકને રસ પાના;
નામ લેતાંરે અભેપદ પામ્યા.
તો વૈકુંઠનાંરે વૈમાન. જીરે૦
સેવારે પુજા પૃથુરાએરે કીધી,
તો બળ રાજા આપની વેદી;
મુળદાસ કહે કોઇ માહા સંત જાગ્યા,
તો નવધા ભક્તિની વેદી. જીરે૦

## ભજન ૨૯

લેવાયતો રામનામ લેજોરે, નીકર મુંન રહીએ હો બંદા;
વનરામાં રહીને વનફળ ખાતા, વિના પાલવમાં પડયા રહીએરે. હે૦
સાધુ સંતની સેવા કરીએ, સાધુના સંગમાં ભરીએરે; હે૦
આરે સંસારીઓ વયો જાય છે, તેની સંગાતે નવ જાએરે. હે૦
કહે મુળદાસ વેદની વાણી, રૂદીયા કમળમાં લહીએરે. હે૦

## ચુંદડી.

સુંદરવરની ચુંદડી, માંહી છે આતમરામનો આંક ઓધારણુ ચુંદડી૦
તપ તીરથ મેં બહુ કર્યાને વરત કર્યા અપાર·
ભગવંત ભવાની બહુ ભજ્યારે, મારે હરીવર મળવાની આશ. સું૦
બ્રહ્માએ કણુ વાવીઆં ને, વીણે ચારે વેદ;
સનકાદીક સુતર કાંતીયારે, તેનો કોઇ ન જાણે ભેદ. સુંદર૦

શ્રીગુરુએ તાણ્યો તાંતણોને, માંહી પ્રેમના રસ પાણુ,
તુરત સુરતની નળી ચાલીરે, એના વણનારા સંત સુજાણ. સુંદર૦
ચારે મુગટના ખુંટા રચ્યાને, માંહી તાંણાના રંગ પાંચ;
ચોવીશું સાળે ચડયુરે, માંહી છે વિવેક વિચારનું રાસ. સુંદર૦
વીદુર વ્યાસે રંગી ચુંદડીને,શુકદેવે પાડી ભાત;
બહુ બુધ્ધિએ બુટા જડયોરે, એની જુજવી જુજવી જાત. સુંદર૦
ગુરૂએ ઓઢાડી મને ધાટડીને, ઉપર સુંદર શ્રીફળ ચાર;
શ્રીગુણ સાથે સગાઇ કરીરે, મારા પુન્ય તણો નહી પાર. સુંદર૦
વિવેકે વિવા રચ્યાને, માંહી વૈરાગનાંરે લગન;
પ્રભુજી પીયુ પધારીઆરે, મારૂં મોહે ભરાણુ છે મન. સુંદર૦
મન કરમ વચને માયરૂંને, (મેં) મેલી લોકની લાજ;
હથેવાળો હરીશું ગ્રહ્યોરે, મધ્ય મંડપમાં માહારાજ. સુંદર૦
ચારે તે જુગની ચોરી રચીને, માંહી મન છે ખેતરપાળ;
બ્રમ હુતાસન પ્રગટીઓરે, માંહી છે વાણી તણી વરમાલ. સુંદર૦
કર્મ કાષ્ટનો હવન કીધોને, મંગલ વરત્યાં ચાર,
પીતાજીએ દાન બહુ દીધાંરે, અમે કોડે જમ્યારે કંસાર. સુંદર૦
રાતો રંગ રેણી તણોને, એનો પુરણ લાગ્યો પાસ,
અનંત જુગે રંગ નહિં ઉમટેરે, વાણી ગાય છે સંત મુળદાસ. સુંદર૦
અખંડ એવાતન વર હું વરીને, પરણીને રાખ્યા પાસ,
જે જન ગાએ ચુંદડીરે, એનો વૈકુંઠ હોજો વાસ. સુંદર૦

## દેવાયત પંડિત ૩૧.

હે વીરા પાત્ર પરખ્યા વિના સંગ નવ કીજીએજી,
ઓલા અજ્ઞાની ઉપાધી કરશે. ટેક.
હે વીરા હેમનો કરેલ એક ઉંદર હતોજી,
તેને હંસે પાંખમાં લીધો;

સસીયર થયો ત્યારે પાંખું સંધારી,
પાંખું પાડીને આળજો થયો. હે વીરા૦
હે વીરા સજીવન મંત્ર એક વિપ્ર ભણ્યો,
તેણે મુવેલો વાઘ જીવાડયો;
હે વીરા ઇ વાઘે ઓલ્યા વિપ્રને માર્યો,
પડકારીને પેલે થાપે; હે વીરા૦
હે વીરા દુધ સાકર લઇને વસીયરને સેવ્યો,
તન મનથી વીખ નવ છાંડયો;
હે વીરા અજ્ઞાની જીવને જ્ઞાન નવ આવેજી,
ભલે વાંચીને વેદ સંભળાવે. હે વીરા૦
હે વીરા ભવના ભુલ્યા નર હીંડે ભટકતાજી,
એના લેખ લખ્યા છે અવળા;
દેવલ શરણે દેવાત પંડિત બોલ્યાજી,
ઇતો સમજ્યા તે નર સવાલા. હે વીરા૦

## ભજન ૩૨.

પેલા પેલા પવન ફરૂકશે નદીએ નહી હોય નીર;
ઓતર થકીરે સાયઓ આવશે, મુખ્ય હનમો વીર,
દેવાયત પંડિત દાડા દાખવે, સુણલે દેવલદેનાર.
આપણા ગુરૂએ સત્ય ભાખીયું, જીુડડાં નહીરે લગાર;
લખ્યાને ભાખ્યારે સોય દીન આવશે. ટેક.
ધરતી માથે હેમર, હાલશે, સુના નગર મોઝાર,
લક્ષ્મી લુંટાશે લોકો તણી, તેની કાંઇ રાવને ધુમ. દેવાય.
ઘોરોરે આવ્યો સંતો પાપનો, ધરતી માગેરે ભોગ,
કેટલાક ખડકે સંહારશે, કેટલાક મરશે રોગ દેવાય.
ખોટાં પુસ્તક ખોટાં પાનીયાં ખોટાં કાજીનાં કુરાન,

અસલજાદીરે ચુડો પહેરશે, એ છે આગમનાં એંધાણ. દેવાય.
જતી સતીને સાબરમતી, ત્યાં હશે સુરાના સંગ્રામ,
કાયમ કાલીંગાને મારશે, તે નકલંક ધરશે નામ. દેવાય.
કાંકરીએ તળાવે તંબુ તાણશે, સો સો ગામોની સીમ.
રૂડીરે દીસે રળીયામણી, ભેળા અરજુન ને ભીમ, દેવાય.
પશ્ચિમ દીસાથી સાયબો આવશે, આવે મારો જુગનો જીવંન
કળીજુગ ઉથાપી સત્યજુગ થાપશે તે બોલ્યા દેવાયત પીર. દેવાય

## ભજન ૩૩

ગુરૂ તારો પાર ન પાયોરે, પાર ન પાયોરે,
પૃથ્વીના માલેક તારજો હોજી.
હાંરેહાં ગવરી ગવરી પુત્ર ગણેશ દેવને સમરોજી,
સમરૂ સારદા માય; મેં વારી૦
હાંરેનાં જમી અસમાન મુળવિના માંડુજી હોજી.
થંભ વિના આભ ઠેરાવ્યોરે; મેં વારી૦
હાંરેહાં ગગન મંડળમાં બાલક ખેલેજી હોજી.
બાલકરૂપ—સવાયોરે; મેં વારી૦
હાંરેહાં સુનશીખર ગઢ અલક અખેડાજી હોજી,
વરસે નર સવીયોરે; મેં વારી૦
હાંરેહાં જળહળ જોત્યું દેવા તારી ઝળકેજી હોજી,
દરશન બીરલે પાયોરે; મેં વારી૦
હાંરેહાં સુબીજુનો ચેલો દેવાયત પંડિત બોલીયાહોજી,
સંતનો એકલો સવાયોરે; મેં વારી
ગુરૂને ઓળખ્યાજી હોજી, સ્વામી તારો પાર ન પાયોરે,
પાર ન પાયો જીવન હકાર તારો પાર ન પાયોજી.

## જેસલ ૩૪.

નહી મેરૂ નહિં મેદની નોતા ધરણીને આકાશ,
ચાંદોને સુરજ દોય નહોતા, તેદી ધણી મારો આપો આપ;
પીરને પોકારે મુજા ભાંવરા, સતિ તારો ધર્મ સંભાળ,
પોતાના પુન્યવિના પાર નહિં, ગુરૂ વિના મુકિત પશુનોય પીકરને.

## ભજન ૩૫.

વારેવારે કહું મારા દીલડાની વાત, જાડેજા કરીલે ભલાયુ,
થોડા જીવણારે જેસળજી;
હળખેડ તો મેં તો હાલીને માર્યો; પાદર લુંટી પાણીયારી:
કાઠીરાણી પાપ પ્રકાશો, ધણી આગળ; જેસલજી. વારેવારે
તોરણ આવ્યો મોડબંધ માર્યો, પીડીયાનો નહિ પાર
કાઠીરાણી પાપ પ્રકાશો ધણી આગળે; જેસલજી. વારેવારે.
ચોવીશ વરસ લગી ચોરીયું કીધી
અમારા અવગુણનો નહિ પાર,
કાઠીરાણી, પાપ પ્રકાશો ધણી આગળે; જેસલ. વારેવારે,
આવી આવી અતીથી જમાત જાડેજા.
તેમાંતો સાયબો મારો આવીયો,
અવર બાવાને ભગવો ભેખ જાડેજા,
શાયબાને પીતાંબર પાઘડી. વારેવારે.
રોજાં ચરે નવ લખ જાડેજા, તેમાં તે સાયબો મારો આવીયોરે
અવર રોજને લાંબી શીંગ જાડેજા,
સાયબાને સોનેરી શીંગડી; વારેવારે.
અવર રોજાને ઘાસ જાડેજા સાયબાને કસ્તુરી કેવડોરે,
જેસલજી બોલીયા તોળલ કાઠીરાણી જાડેજા,
બોલ્યા તે પીરફુદી પાંખડીરે; જેસલ. વારેવારે.

## ભજન આગમ ૩૧.

શબ્દોના બાંધ્યા સંતો શું કરે, પુરા સાધ્ય હોય ત્યાં જઈ મળો,
વાચક આવ્યોરે સંતો દો જણાંરે, ત્રીજું કેમ સમાય,
પંથ ઘણો જાવું એકલું. એ પાળાં કેમ ચલાય; શબ્દો.
સોના કટારી સતીએ. કર ધરી, પાળી માંડી છે પેટ,
કુખ ભેદી કુંવર જનમીઓ, એ જનમ્યો માજમરાત; શબ્દો.
હીરની દોરીનો બાધ્યો હીંચકો, બાંધ્યો આંબા કેરી ડાળ;
પવન હીંચોળા હરી મોકલે, આલમ તારો આધાર; શબ્દો.
બાઇ પાડેશણુ મારી બેનડી, રોતાં રાખને નાનાં બાળ,.
અમારે જાવુ ધણીને માંડવે, તારા કેશું જારને જુહાર, શબ્દો.
ત્યાંથી તોળી રાણી ચાલીયાં, આવ્યાં વનડા મોજાર,
વનમાં વસે એક વાહરી, ઠેક મોટેરા ઠેક, શબ્દો.
ત્યારે તોળી રાણી બોલીયાં સાંભળો વનડાના રાય,
ઉરે વળગાડી તારાં બચડાં, રખેને ભુલતી ચોટ; શબ્દો.
મારાં બચડાં મારી ઉરમાં તોળલ ત્યાં તાયરાં સંભાળ,
કોળીયા અનને કારણે, પુત્ર તારો આંબાની ડાળ: શબ્દો.
પુત્ર સંભાળી પાનો ચડયો, અંગડે વાપી છે પીડ.
ચાન હતાં સતીના થરહર્યાં, પડતાં છાંડયા પ્રાણ શબ્દો.
ગરથ ગણી ગાઠે ધરો, એ તોળલ છાંડયાં પ્રાણ,
અધવચ ધોરી ડુલ્યા, એને શ્યો દેશું જવાબ; શબ્દો.
જેસલ ગાંઠડી ઉપાડીયાં ચાલ્યાં ધણીને દુવાર.
સામા મોહોલ મહારાજના, દીપક રચીઅલચાર; શબ્દો.
ગતમાં ગાંસડી ઉતારી, હે ઉઠો તોળલદેનાર
તમો જાગ્યે જામો જામશે, બોલ્યા જેસલરાય; શબ્દો,
ગાય શીખે સુણે સાંભળે, તેનો વૈકુંઠમાં વાસ,
સાંસટીયા કાઠીની વિનતી જાગો તોળલદે નાર: શબ્દો.

## ભજન ૩૭.

પીરકેવરાણારે, જેસલનેતોળીભાઇ, સાધકેવરાણારે જેસલને તોળી•
જેને દલડે ભ્રાંત કોઇએ ન આણીરે,
અલા હો જુગમાં સીધ્યા પીર. જેસલને તાળી. દોદ•
બીજડી થાવરને જ્યારે જામૈયો રચાવ્યોરે હાં૦
ધણી કેરા પાટ મંડાણારે હાં૦
આજમરાતના છુત્રામંછદા, ત્યારે ચોરી ચડ્યો ઘેર આવ્યોરે અલા હો૦
તોળીને ઘેર જ્યારે જાનૈયો રચાવ્યોરે હાં૦
અને કાઠીડે કીધી કમાણીરે ભાઇ;
તોળી ઘોડી લઇ જેસલને સોપ્યાં,
ત્યારે સાહેબ શાખ્યા સંગાથેરે, અલા હો•
ચોવીશ વરસ સુધી ચોરી કીધીરે હાં૦
અને ઘણેરા જીવ સંતાપ્યારે;
ઘોળાં આવ્યાં ત્યારે ધણીને ધાયો
ત્યારે મંદીર પધાર્યા મોરારી. અલા હો•
અકલ ખેતરમાં કોણ નર સીધ્યા,
જેસલને પીર જેતારે ભાઇ,
અંજારમાં અજેપાલ સીધ્યા,
ત્યારે તોળલે ત્રણ નર તાર્યારે. અલા હો•
બીજ હતું તે સાધુ મુખ વાવર્યું રે હાં
અને વેળુ વાવી ઘેર આવ્યારે;
એક મને હુઇ અલખ આરાધ્યો
ત્યારે સાચાં મોતી ઘેર લાવ્યો અલા હો૦
ઉચા મોહોલને તેપર આંબલીરે હાં.
અને નીચાં ગંગાજલ પાણીરે;

માલદે કોટવાળે ઉભા આરાખ્યો,
ત્યારે જેસલ તોળી નર વાણીરે;
અલા હો જુગમાં સીધ્યા પીર જેસલ તોળી,
દલદે ભ્રાંત કોઇએ ન આણીરે હો; અલા હો જુગમાં

## ભજન આગમ ૩૮.

કા ક્રોધ મન માયલાને વારોરે, સાધુ ધરમ સંભાળો રેહોજી
મનવૃતિ બાવો શું સમજાવેરે, પવન વેગથી ન્યારોજીરે સંતો
આઠ કુળ પરવત ધરા જેમ ધુજેરે,
ભેળા હનમો હશે રેહોજી. કાલ૦
દશમે દરબાર ગુરૂએ દયા વરતાવીરે,
રણુ વગડામાં ગરૂયે રમતું માંડીરે.
પાપી પરલે હોશેરે હોજી. કાલ૦
મનના માન્યા ગુરૂએ મેઘ વરસાવ્યા
ત્યારે પડધે કાળીંગો ભાગ્યોરે હોજી. કાલ૦
નાગરવેલે નિત્ય ફુળ હોશેરે,
એવાં વાંઝીયા વધારો બાવો કરશેજીરે સંતો,
એ અમર ફળ સાધુ ધરે હોંશે ત્યારે,
ત્યાં કાળીંગાને મારોરે હોજી. કાલ૦
મેં પણ લોભી મેં પણુ લાલચુ રે,
ચરણુંગત સ્વામી તારોરે જીરેરે સંતો,
સઘળા પંડિતના ગુરૂ દેવાયત બોલ્યારે.
મેં આધીનતા તારોરે યોજી. કાલ૦

## અખો ૩૯.

એક દીન એસો આવશે તે સબળ મારા રૂદીયામાં સાલેજી.

સગારે મીત્રને કારણે, કોઇનું જોર નવ ચાલેજી,
કુઢે કુઢે એને સે કરે, જાણે જન્મેજ નેતેજી. એક૦
ધટનો ઘુંઘટ અળગા કરો રોક્યા દશે દરવાજાજી,
કાળે કાચાનો ગઢ ઘેરીઓ, રોકયો દેહનો રાજાજી. એક૦
સોળરે વરસની સુંદરી ઉભી ટગ મગ જુવેજી,
આરે કાયામાં હવે કાંઇ નથી, ઉભી ધ્રુસ્કે રૂવેજી. એક૦
વેઢ વીંટીને સાંકળાં, નાના વીધના વાઘાજી,
કુટુંબ મળ્યું સહુ સામટુ સર્વે લુટવાને લાગ્યાજી. એક૦
બેની વલામણ શેરીએ માતા ઝાંપેથી વળશેજી;
સગાંરે સગાંરે તમે શું કરો, સગાં વળાવીને વળશેજી એક૦
સગાંરે વન કેરાં લાકડાં આવી ભેળાં બળશેજ,
કોનાં છોરૂ ને કેનાં વાછરૂં, કોનાં મા અને બાપજી. એક૦
અંત કાળે જાવું એકલું, સાથે પુન્યને પાપજી;
એક નહિરે ત્રાપો નહિ તુંબડા, નહી કાંઇ ઉતારાનો આરોજી;
કરજોડી અખો એમ બોલીયા પ્રભુ મને પાર ઉતારોજી. એક૦

## ભજન ૪૦.

આજદન લેખ લખાયો રહ્યાં, ઘેર આવો સતગરૂ સાધરે,
કરમક્ષ વેલડીના કાગળ કાચા, દુર કર્યાં અપરાધરે હાં.
રામનામ નીજ મંત્ર સુણાવોરે, શબ્દ સુણાયો આર ધરે.
વચન સુણાવ્યા કશુ ભેદ સુણાયા, સુણાવો અનહદ અનહદ આ૦
અર્થ કીધો પરમાર્થ કીધો, લીધો પોથીનો સ્વાદરે;
મોરી શંકા ગઇ હજુરમાં, લખાવો ભલી કરી ફરીયાદરે આજ
સતગુરૂ સાચા મળીયા, જેને બતાવ્યાં નીજ જ્ઞાનરે;
દયા કરી અમને દરશન દીધાં મેર કરીને મહારાજ આજ૦
સુનાં મંદીરીઆમાં સતગુરૂજી બેઠા ધરી એકાંતે આરાધરે,
ભુતનાથ ચરણે ભણે અખારામ, મેલી દીધો નુગરા સેવવા. આ૦

## ભજન ૪૧.

તમે વીસ્વાસી નર વેડયાં આણા ગજરે,
નર નુગરાસે નેડો ન કરીએજી. ટેક
હંસલોને બગલો બેઉ એકજ રંગાજી, બેડા સરોવરની પાળ. મા.
હંસાને ચારો સાચાં મોતીનોજી, બગલો ડોળે કાદવ ગારો. મા.
ચાતુ બજારમાં માણે માણા રાજરે, નર નુગરાસે નેડો ન કરીએ મા.
આજ મારા ધણીનો પાટ મંડાણોજી, જળ હળતી જોત્યુ દરશાણી મા.
ગુરૂને પ્રતાપે સતિ તોળલ બોલ્યાંજી મારા સંતઅમરાપર માલેજી; મા.

## ભજન ૪૨.

કાઠીરાણી તારો સાયબો બતાવ, તોળી રાણી તારો ધણીરો બતાવ
આદ્ય ભવાની અરજ કરૂં હે જાડેજારેજી, ટેક
વસ્યો થુલાને વાસ જાડેજા, અણુભવ આડા આવ્યા જાડેજા
એમ તોળલ કે છે ૧
તું તારૂ પાપ પ્રકાશ જાડેજારે, તારી બેલડી બુડવા નહિ દઊં
જાડેજા એમ તોળલ કે છે. ૨
હેરણાં હેર્યાં લખચાર તોળલદે, મંનના મરગ્રા મારીયા.
તોળલદે એમ જાડેજો કે છે. ૩
લુંટી કુંવારી જાનો તોળલદે, સાત વીશું મોડ બંધ માર્યાં.
તોળલદે એમ જાડેજો કે છે. ૪
વાળી ગોંદરેથી ગાય તોળલદે, બેન ભાણેજું દુભીઆં
તોળલદે એમ જાડેજો કે છે. ૫
ફોડી સરોવરની પાળ તોળલદે, વંનના મોરલા મારીયા;
તોળલદે એમ જાડેજો કહે છે. ૬
બોલ્યા જેસળરાય તોળલદે સંત અમારાપર માલજો
તોળલદે કે છે. તું તારૂ રૂપ પ્રકાશ જાડેજારે;

તારી બેડલી બુડવા નહિં દઉં; જાડેજા એમ તોળલ કે છે;

## ભજન ૪૩.

ફળે મુજા બાપડાનો ભાવ હાંરે હાં કાઠી રાણી
સતિ તોળલદે અમને તારજે એજી. ટેક
હારેહાં જેસળ જગનો ચોરટો હેજી. ખાતો ચારે ખંડહારે;
સંઘતું કરીએ જેસળ સાધનીહેજી;
વસીએ થુલા ભેગો વાસ હાંરે હાં, કાઠીરાણી અમને તારજે હાંજી
હારે હાં સતિરાણી તોળલદે એમ બોલીયાંરેજી.
હરે જેસળ કરડાં ઘોડને લાવ હાંરેહાં
પૂરે મારગે સુરામળે હેજી, જેસલ વાળી ઘરે લાવ, હાંરેહાં.
હાંરેહાં નથીરે પોગ્યા જેસલ સરોવરે હેજી,
નથી ઝોલ્યાં નીર મેરે હાથે હાંરેહાં.
અધ વચે ઉજળાં હુઇ રહયા,
તોળી તારો સાયબો સસીયાર હાંરેહાં કાઠીરાણી.
હારેહાં જેસલે જામૈયો રચાવીયો રે જી.
મુનીવર મળ્યાં લખ બે ચાર. હારેહાં,
તેમાં તે ધણી મારો આવી મડયારેજી.
જેસલ રેજો હુંશીયાર. હાંરેહાં.
હાંરેહાં કળિયુગમાં નીપ્યા ધણીરેજી નીપ્યા છે ટેક શ્રાણ.
હારેહાં નીપ્યા સુણીને સાધુ નીરમળ્યોરેજી,
ઉતરે શીર હુવા ભાર. હારેહાં.
હારેહાં જેસલને ધણી મારો આવી મળ્યારેજી,
સતિ તોળલને આરાધ.
હાંરેહાં જુનો જાડેજો એમ બોલીયારેજી.
તોળી તારો સાયબો સસીયાર હારેહા.

## ભજન ૪૪.

કચ્છથી જેસલ ઉમાઓજીરે મેવાડ માલો આરાધે
મુનીવર મળ્યા મુનીવરા ભોમ આધો આટી એડો
ઉભા જેસલકર મંડયો. ભાસલા ભાવે મળવો
માલે જેસલને પુછ્યુ આપણે હોય ઓળખાઇ,
હાથે પંજો દઇને મળ્યા ઇસાધાર્મી ભાઇ, એડો (૨)
ઘરે જુત્યા ઘોરી નમે. કુવે કડવા પાણી.
આરાધેઅમૃત હુવા. ઇતોળલ કાઠીરાણી એડો (૩)
સાવ સેનાની ગુરૂની બારંગી તેમાં રૂપાદે રાણી.
માગ્યા માગ્યા મે વરસાવીયા ઇમાલા ઘેર રાણી એડો (૪)
જેસલે વાવી પારસ પીપળી માલે વાવી જાર,
પાડુ પીઆલે પરડીયું ડાળું, વરમાંડ જાય; એડો. (૫)
પરબત પાખંડમાં, કામડી કે રાણીજી.
આ જુગ જાતાં જાશે નહિ, પીંપળી પરાની, એડો (૬)
ધનવે ડુંગર સંતો પગધર્યો, સાધુલ્યો વીસામો,
ગર ગુરૂજીના બેસણાં, થાપના પીરવી; એડો ૭
આ થાન આગે નર મળથા, નવે નાથે આરાધી,
લક્ષમણ ગીરધર ઔલીયા, સતધરમની નીશાની એડો ૮

## ભજન ૪૫

જાડેજારે તારે તંબુરો સતિના હાથમાં રેજી.
સતી કરેછે અલખનો આરાધ, જેદી બોલ્યાતા મેવાડમાં,
તેદીના બોલ સંભાળ, જાડેજારે વચન સંભારી વેલા જાગજોરેજી
જાડેજારે મેવાડથી માલો રૂપાં આવીયારેજી.
તે દુખનારે બોલને કાજ, ત્રણ દીવસ ને ત્રણ ઘડી,

શુરા હોયતો જાગ્ય. જાડેજારે વચન સંભારી વેલા જાગજોરે
જાડેજારે કાલી કેવારો કાઢી રાણી,
મુવા પછી નરને બોલ્યાના હોય નીમ.
જાડેજારે ધુપ ધજાને શ્રીફળતો ચડે,
આતો ને ખરાખરીનો ખેલ જાડેજા
જાડેજારે આળસ મરડીને જેસળ ઉઠીયારેજી ભાંગી ભાયુનીરેભ્રાંત
જાડેજારે પેલા મળ્યા રૂપા માલને પછે મળ્યા તોળીનાર જાડેજારે
જાડેજારે માલો પારખને રૂપાપેઠીએરેજી, વોરે હીરા હીરાનેલાલ
વચન ચુકયાતો જાસો ચોરાસીમાં, રેજો તમે વચનું નીરાર
એમ વચન સંભારી વેલા જાગીયા.
જાડેજારે કીધાં લગનને કીધાં છાંટણાં લાગી વોવાની ખાંત,
કન્યાએ કેસરીયાં પેરીયાતો મોડ મીઢોડા જાડેજાને હાથત્રચનને
જાડેજારે જેસલને ઘરે તોળીરાણી બોલીયાંરે, નવી સમાતુ બોહાય
સહુ વળાવીને પાછા વળયા. એક ન વળ્યાં તોળલનાર વચનને

## હરસન પુરાણનું ભજન ૪૬

સરસ્વતી માતા તું દીન દયાળુરે, ચરણે નમાવું શીશ ભાઇ
કીર્તી કઇએ રાજા હરસન તણીને, વાણી આપોને જુગદીસ
અકલગતી છેજ તમારીને અરજ સુણો નાથ અમારી ભાઇ ૧
અજોધાપુરીમાં અતી ઘણેરા રાજા હરસન દેતો રૂડાં દાનભાઇ
ઇંદ્રતાપ તેનો જીરવી ન શકયો તે છોડી ચાલ્યો ઇંદ્રાસન ભાઇ
ચાલીને વઇકુંઠમાં જઇને અરજ સુણો ને, કમળનાનાથ ભાઇ ૨
ઇંદ્રાસન તમે સાચવોને સ્વામી અમથી રહ્યું નવ જાય ભાઇ
હઠ લીધી રાજા હરસનેરે ઇંદ્રાસન તો લેવાય ભાઇ
તેના વારસ તમે કરો, રાયની શી વલે થાય ભાઇ (૩)
સરવે મલીને જ્યારે પરીઆણુ કીધાને, છળવાને હરસનરાયભાઇ

વિશ્વામંત્ર મુખવાણી ઓચરીઆ, હુ વેગે અજોધામાં જાઉ
છલ્યા વિના એને જો પાછો આવું તોસાત જનમંથાન થાઉભાઇ
મોટાં વચન નવ બોલીએ મુની એમ કહે છે વઇકુંઠરાઅભાઇ
ભુવન છોડે પણ ભકતી નવ છોડે એતો સતવાદી કેવાય ભાઇ
હરખ ઘણો જ્યારે તમને થાય પણ છળાય નહી હરસનરાય ભાઇ
ત્યાંથી વિશ્વામિત્ર ચાલીઆને, આવ્યા અજોધાની માંયભાઇ
ચરણ પખાળીને ચરણામૃત લીધાંને આદર ઘણેરા દેવાયભાઇ
સાર લેવા તમે આવ્યા અમારીને,
જે રૂશી બોલ્યા વચન વીચારી ભાઇ ૬
તુલસીની માળા તારે કંઠ બીરાજેને લ્યો છો રામનાં નામભાઇ
રાજરીતું તમે છોડી કરીને આ કરો છો સાધુનાં કામભાઇ
પાછુ જ્યારે તમે નથી જોતા વળીમે રાજ જાશો નિશ્ચેહારી ભાઇ ૭
રાજા કહે છે તમે સાંભલો રૂશી મારે રામ રૂદીઆંની માંઇભાઇ
રાજ છોડું પણ રામનાછોડુ મરને ઉથલપાથલ હવે થાય ભાઇ
હીણી બુધ્ધી શું દયોછો અમને, આવુ ઘટે નહીં રૂશી તમને ભાઇ ૮
તરત ત્યાંથી જ્યારે હઠીઆ રૂશી નીસર્યા નગરની બારભાઇ
વરાહ રૂપેજેને વાડીમાં પેઠા, વનસ્પતી ભાગીરે અઢાર ભાઇ
બુમ તેની હવે શહેરમાં આવીને ત્યારે ચડયો રાજાને ક્રોધ ભાઇ (૯)
અશ્વ રાજનો જ્યારે ત્યાં હવે તેડયોને આપે થયા અસ્વાર ભાઇ
સાથે સેના જ્યારે ત્યાં હવે તેડયોને આપે થયા અસ્વાર ભાઇ
મુખથી હવે એમ કહે છે રાય તમે સાંભળો સઘળી સેનાય ભાઇ ૧૦
જેની પાસેથી વરાહ નીસરેને તે તેની વાંસે જાય ભાઇ
વાત સાંભલીને વારાહ તવ છુટયો હું જાઉ જ્યાં હરસનરાય ભાઈ
રેવંત તો રાજાનો ચમકાવીને પોતે ગયા વંન સધાવી ભાઈ (૧૧)
ક્રોધ કરીને રાજા હરસન ચાલ્યા વરાની વાંસે જાય ભાઇ

અઘોર વનમાં જઇ અલોપ થયા ત્યાં મળ્યાછે વીપ્ર રાયભાઇ
કહો વીપ્ર તમે શું રે સુણાવોને
હો પ્રભુ તમે ક્યાંક જાવો ભાઇ ( ૧૨ )
રૂશી કહે છે તમે સાંભલોને રાજા તમથી કારજનવ થાય ભાઇ
કુંવારાં બાળક છે વિપ્રનાં તેને કન્યાદાન તો દેવાય ભાઈ
મારે દ્રવ્ય જોની નથી અમારેને તેવે માટે અજોધ્યામાં જાઉ
સતવાદી સુણો રાજા હરસન કહીએને મહાદાની તો કહેવાય ભાઇ
જે માગ તે મુને આણીજ આપેને સારે સઘલાં મારાં કાજ ભાઈ
બીજો કોઇ એવો જગતમાં ન થાયેને
એમ કહે છે રૂષી સાભલને રાય ભાઇ. ( ૧૮ )
રાજા કહેછે તમે સાંભલો રૂશી વસ્યુ હરસન મારૂ હવેનામ ભાઇ
જે માગો તે તમને આણીજઆપુને સારૂ સઘળા તમારાકાજભાઇ
વિપ્રને પરણાવો તમે કન્યાદાન દઇએ જ્યારે અમે ભાઇ ( ૧૫ )
આજ્ઞા લીધા જ્યારે વાંસ વઢાવ્યાને ચોરી બધાવી વનમાંય ભાઇ
વિપ્ર બેઠા જ્યારે વેદ ઓચરેને ચોરીના આંટા ફેરવાય ભાઇ
કન્યાદાન દો હવે રાય, ત્યારે કારજ સંપુર્ણ થાય ભાઇ ( ૧૬ )
કન્યાદાન રાજા હરસને દીધાંને બાપુ ફેરા ફેરવીઆ વનમાય ભાઇ
અથ ભંડારને ભોમકા સરવે, ગજ રથ તોરણ હવે માંય ભાઇ,
અજોધ્યા લઇને અર્પણ કીધી ત્યારે રૂશીએ સ્વસ્તિ કીધી ૧૭
રૂશી કહેછે તમે ક્યાંથી કાઢશોને ગાંઠે નથીરે જરાય ભાઈ
સવાભાર સોનું તમે ક્યાંથી કાઢશોને ગાઠે નથીરે જરાય ભાઇ
વિમાસણ તમે શું કરો રાય હવે મુખથી પાડો હવે નાયભાઇ ૧૮
રાજા કેછે તમે સાંભળો રૂશી મારાઅંગ ઉપર હવે હોય ભાઇ
અજોધ્યામાં મારી અરધાંગના બીરાજેને હાર અનોપમ હોય ભાઇ
ચાલોને વિપ્ર હું તમને આપુને, તમારાં દરિદ્ર કાપુંરે ભાઇ ૧૯

અશ્વ રાજાનો જ્યારે આંચકી લીધોને આપે થયાઅસ્વાર ભાઇ
રાજા હરસન પાળા પધારયાને ચાલી અજોધ્યામાં જાય ભાઇ
જાણુતો નગરીમાહે કરાવીને તારા રાણીવેલેરાઆવેરે ભાઇ ( ૨૦ )
સ્નાન કરીને સતી તારાદે ઉઠયાં ને હરી ઓચરે ઘરમાં ભાઇ
સતી પધારયાંહવે સ્વામીની પાસે, ત્યાંપુછેછે હરસન રાયભાઇ
સવા ભારજ્યારે સોનું નથાય તો; સત આપણુ હવે જાયભાઇ ૨૧
રાણી કહે છે તમે સાંભળો રાજા ધારણુ રાખો હવે ધીર ભાઇ,
રૂશીને જ્યારે દાન દીધા વિના ન પીવું આપણે નીર ભાઇ;
ત્રણુ જણાં લઇ પરઘર વેચાણુને, સતને જાવા કેમ દઇએ ભાઇ. ૨૨
સતને કારણુ જ્યારે સરવે તજીઆને સુખ સંસારનો સાર ભાઇ,
કહે દાસો કાની લાલચન કરીએને નામ તણો છે આધાર ભાઇ;
વિશ્વાસે જ્યારે વળગીને રહીએને સત જાવા ન દઇએ ભાઇ. ૨૩

## ખંડ બીજો.

રાજ મેલ્યા મંદીર માલીઆં ને
મેલી હીંડોળા ખાટરે ભાઇ
સતને કારણુ જ્યારે ત્રણે સંચરીઆને
લીધી કાશી કેરી વાટ ભાઇ
રાજા રોહીદાસને તારાદે રાણીને
મુખ જપે છે સારંગ પ્રાણી ભાઇ ૧
વાટે ચાલીને વિશ્વામિત્ર કોપ્યા
તમે ભેળા ચાલોમાં કયાંઇ ભાઇ
ગાઉ ગાઉને વેરે તમે જુજવા ચાલો
જો પુન તમારૂ હોય ભાઇ
એવી વાત જ્યારે તમથી ન થાયે
તો મુખથી ચાહોને નાય ભાઇ ૨

ગાઉ ગાઉને વેરે ભુજવા ચાલ્યાને
આગળ હરસન રાય ભાઇ
તેની વાંસે સતી તારાદે રાણીને
વાસે કુવર રોહીદાસ ભાઇ
કઠણુ પલ જ્યારે આવી છે ત્યારે
એવીતો કપટ રૂશીએ ચલાવી ભાઇ ૩
અનેક અશ્વની જ્યારે અસ્વારી કરતા ને
હાથી અંબાડીએ રાય ભાઇ
અજોધ્યા નગરીનો રાજીઓ હવે
પાળો ચાલ્યો હવે જાય ભાઇ
એમ કહે છે સતી તારાદે રાણીને
ભલુ કીધું તે સારંગ પ્રાણી ભાઇ ૪
પંખી સઉએ જ્યારે રૂપી પધાર્યાને
આકાશ ઉડયાં હવે જાય ભાઇ
સોળ કળાનો જ્યારે સુરજ તપાવ્યો
ધરા ધાંણી ધાંણી થાય ભાઇ,
પગનાં જ્યારે પગરખાં ઉતરાવ્યાંને ૫
અડવાણે પાયે તો ચલાવે ભાઇ.
વાટે વિશ્વામિત્રે પરબ બંધાવીને,
અન્ન પાણીનાં ત્યાંય હવે ભાઇ;
શેઠ થઇને જ્યારે સદાવ્રત આપે,
પગના પગરખાં પેરાવે ભાઇ;
પંથી જ્યારે ઓરેરાં આવોને,
ભોજન જમતાં તમે જાઓરે ભાઇ. ૬

પગ બળે જોરે પંથી તમારાને
પગરખાં પેરાને પગમાં ભાઇ
ખાઓ પીઓને બેસો આસન કરો,
તમે સુખી શરીરે થાવો ભાઇ;
વિશ્રામ કરો તમે અઘઘડી આવો,
પછે તમે પંથે સધાવો ભાઇ ૭
રાજા કહે છે તમે સાંભળો શેઠીઆ
અમથી જમ્યુ નવ જાય ભાઇ
મારે રૂષીને દાન દીધા પછી
અન્ન પાણીતો લેવાય ભાઇ,
અન્ન પાણી તો અમે કેમ લઇએને;
સત જાવાને કેમ દઇએ ભાઇ
એટલો ઉત્તર દઇને ચાલી નીસરીઆને,
ત્યાંથી તે હરસન રાય ભાઇ;
તેની વાંસે સતી તારાદે આવ્યાંને
પુછે પરખીઓ હવે ત્યાંય ભાઇ,
પંથી તમે હવે ઓરેરાં આવોને
ભોજનીઆં તમે જમતાં જાવો ભાઇ. ૯
આગળ એક હવે ચાલ્યો જાય,
બાપુ હમણાં જમીને આંય ભાઇ;
સાચું કહોને તમે સુંદરી બાઇ,
તમારે શું સગો થાય ભાઇ
સુંદરી કહે છે એ સ્વામી છે મારો
જુઠો બોલ તમારો ભાઇ ૧૦
એ જમ્યા હોય તો ભલેને જમ્યા,

મારે સ્ત્રીને દાન તો દેવાય ભાઇ
એટલો ઉત્તર દઇને ચાલી નીસરીઆંને,
ત્યાંથી તારાદે ચાલ્યાં જાય ભાઇ
ભોજનીઆં જમતા હવે જાવ ભાઇ ૧૧
આગળ બે જણા વર્યાં જાયને ભાઇ
બાપુ તારા માતને તાત ભાઇ;
જમ્યાં ભોજનીઆંને પીધાંરે પાણી,
એમ આગળ કરી વાત ભાઇ
અમારો કુંવર વાંસે આવે તેને,
પગમાં પગરખાં પેરાવજો ભાઇ;
વાટે વિશ્વામીત્રે કપટ કરયાને. ૧૨
કપટ કીધા ઘણા મન માંય ભાઇ,
તેની મહેનત માથે પડીને
ચાલી ગયા હરસન રાય ભાઇ;
એમ કરતાં સરવે કાશીએ ગયાને,
ચોકમાં જઇ ઉભા રહ્યા આપ;
ખડનો પુળો જોશે શિરપર ધર્યોને. ૧૩
ત્રણે ઉભાં છે હયાં ત્યાંય ભાઇ
સવાભાર હવે સોનાને માટે,
ત્રણે જણાં તો વેચાય ભાઇ
ખેલ વિશ્વામિત્ર એવા ખેલતો
સતવાદી મત નવ મેલે ભાઇ. ૧૪
કુંવર કહે છે માતાજી મોરી,
મુજને રાખો તમે પાસ ભાઇ
મુજથી એકલું રેવાય નહી,

એમ રૂદન કરે રોઇદાસ ભાઇ;
વાત વિશ્વામિત્ર એવી સાંભળીને,
રૂશીજી બોલ્યા વચન વળી ભાઇ. ૧૫
ત્રણે જણાંને નોખાં કઇ લેશુને,
અકીકો કોર એકેકું જાવ ભાઇ;
બીજી ગલીને બીજે ઠેકાણે,
કોઇ કોઇની ભેળું નવ થાય ભાઇ,
વાત એવી જ્યારે ચંડ ભરાણીને,
રૂદન કરે તારાદે રાણી ભાઇ. ૧૬
કાશી નગરને ગાંદરેને પોકારે હરસન રાય ભાઇ,
સવા ભાર સોનાને માટે,
વેચાણાં તારાદે બાઇ ભાઇ;
સવાભાર એનું સોનું લીધુંને,
દાન વિપ્રને હવે દીધું ભાઇ;
સોનું લઇને રાજા સુઇ રહ્યાને,
તસ્કર આવ્યા તે ઠામ ભાઇ;
અરધી રાતના ઉપાડી ગીયાને,
કોનું લેવું હવે નામ ભાઇ:
નીરાશ થઇને નીશાસા નાંખે,
સત અમારૂ પ્રભુ રાખે ભાઇ. ૧૮
વેશ્યા ઘેર સતી તારાદે વેચ્યાંને,
રૂખી ઘેર વેચાણા રાય ભાઇ;
વાંસે કુંવર હવે એકલા રહ્યા તે,
વીપ્રને ઘેર જાય ભાઇ;
વાંસે વિશ્વામિત્ર મડ્યા હવે,

મેર મારાજને ન આવે ભાઇ. ૧૯
તારાની ટેક હવે ત્રીકમે રાખીને,
તાપ દેખાડયો તનમાંય ભાઇ;
વેચાયા રાજાને રાણી,
ચાલી પોતે ત્યાં જાય ભાઇ;
કઠણ કામ વિશ્વામિત્રે કીધું,
પણ સત જાવા ન દીધું ભાઇ. ૨૦
સતને કારણે હવે ત્રણે વેચાણાંને
કહે દામો એને દુખ ઘણાં પડયાં,
ત્રણે જણાં તો વેચાણાં ભાઇ,
ગોવિંદની ગતી નવ જાય જાણી,
રૂખી ઘરે ભરે રાજા પાણી ભાઇ. ૨૧

## ખંડ ત્રીજો.

દીવસની કરવી ચોકીનેરે રાતનાં ભરવાં નીર ભાઇ,
એમ કરતાં કેટલાક દીન વીત્યાને,
સુકાઇ ગયાં શરીર ભાઇ;
આણ ઘણો રાજા મનમાં રાખે,
તેમ દુખ ઘણેરાં પ્રભુ નાંખે ભાઈ. ૧
એક દીવસના સમે જાગે રાજા,
હરસન ચાલ્યારે જાય ભાઇ,
બાર બેડાનું માથે માટલું લઇને,
જળ ભરવાને તે જાય ભાઇ.
અકત વિશ્વામિત્રે કીધાં,
ત્યારે સ્વરૂપ દેડકાના હવે લીધાં ભાઇ. ૨

દેડકાં થઇને હવે માટલામાં પેઠાં,
આપુ ભાર થયો તેની માંય ભાઇ;
જળ ભરી રાજા ઘડો ચડાવે,
પણ રતી ઉંચો નવ થાય ભાઇ;
વિમાસણ હવે બહુ કરે રાય;
પણ તેની શી વલે થાય ભાઇ. ૩
જળ ભરતાં કુંવ જરા પોંચીયુંને,
ટાલ પડી શીર માંય ભાઇ,
નીશાળીઆની સાથે કુંવર,
આવતા દીઠા હરસન રાય ભાઇ,
દેખીને કુંવર ઘણો શોક પામે,
પણ દુખના દહાડા નવ વામે ભાઇ. ૪
નીશાળીઆ સરવ ઓરેરા આવો,
વાત કહું તમને આંહી ભાઇ;
ઉંડા જળમાં તમે આઘેરા ચાલો,
તો ભાર હળવો હવે થાય ભાઇ;
સાંભળી રાજા સમજીને રહ્યા,
ઉંડા જળમાં આઘા ગયા ભાઇ, ૫
તરત રૂષી હવે બહાર નીકળ્યા,
ઠેક મારીને જળ બહાર ભાઇ,
જળ ભરીને રાજા ચાલી નીકળ્યા,
ગયા પોતાને દુવાર ભાઇ;
કોપ્યા વિશ્વામિત્ર ભાળીને,
કુંવરને નાંખું હવે મારી ભાઇ. ૬
ત્યાંથી સરવ ચાલી નીસર્યાને,

તેની સાથે કુંવર જાય ભાઇ,
ફુલડાં વીણતાં તરત ફટકાર્યોને,
પ્રાણ છોડયા હવે જાય ભાઇ,
વકૃમ વિશ્વામિત્રે કીધાંને
સ્વરૂપ ભોરીંગનાં હવે લીધાં ભાઇ. ૭
નીશાળીઆ સરવ ચાલીને ગયા,
જ્યાં હતી એની માત ભાઇ;
ફુલડાં વીણતાં તેને ફટકાર્યોને,
તારો કુવર હવે પડયો ભાઇ,
એમ કહે છે સતી તારાદે રાણીને
ભનું કીધું તે સારીંગ પાણીને ભાઇ. ૮
દીઠો કુવરને દોટજ મુકીને,
ઉપાડી લીધો ઉરમાંય ભાઇ,
રંગીલો કુંવર રોહીદાસ મારોને
ખાંતીલો ખાંપણ વિના જાય ભાઇ.
મનના મનોરથ થાત ન દીવાને,
લાવ એક નવ લીધોરે ભાઇ. ૯
હાથે કડાં હેમનાનેરે, શીરપર નવવરાં સાર ભાઇ,
સરવ સણગાર તારા શા સંભારૂંને,
મને અંગમાં ઉઠે છે ઝાળ ભાઇ;
કુવર તે તારી બાજી સકેલીને,
મને અભાગણીને એકલી મેલી ભાઇ. ૧૦
માતાએ કુંવર કાંધ ચડાવ્યોને,
સ્મશાનમાં લઇ હવે જાય ભાઇ
મસાણમાં રાજા હરસન ઉભાને,

ભોયનું ભાડું માગે ત્યાંય ભાઇ,
સોના મહોર જો આપો અમને
તો દેન દેવા દઇએ તમને ભાઇ. ૧૧
માતાએ સેજ કુંવરની ખડકી,
અગ્નિ મુકી હવે ત્યાંય ભાઈ,
પંખી સ્વરૂપે હવે રૂશી પધાર્યાને,
જ્યાં બેઠા ઇંદ્રરાય ભાઇ
વાંસે ઝડી હવે મેઘની કીધીને:
અગ્નિ ઓલાવી હવે દીધી ભાઇ ૧૨
અરધુ બળ્યું એનું મડદું રહ્યુંને,
હવે જળમાં તણાતું જાય ભાઇ
બકીયુ લેએ એની માય ભાઇ,
તરત તેમાંથી હવે ઉપાડી લીધું,
મડા ગાંઠ તો જયારે વળી ગઇને
અને ખબર નથી હવે તેને ભાઇ. ૧૩
ડાકણ તારા શહેરમાં આવીને
મડા મસાણમાં ખાય ભાઇ,
વારસ તેની તે ટાણે કરોને,
નહિંતો શહેર સમુળુ જાય ભાઇ
લીણી બુદ્ધી જઇ એને બતાવે,
પણ મેર મારાજને નાવે ભાઇ: ૧૪
સ્વારથીને શહેર સમુલુને સાથે કાશીનો રાય ભાઇ
નરને નારી ઉરેત્તર ઇલી કરીને
ડાકણ જોવા હવે જાય ભાઈ;
મેર આવ્યા વિશ્વામિત્ર ચાલીને,

જઇને ચોટલે ઝાલી ભાઇ. ૧૫
શીશ ઉઘાડેને ઉભી બજારે શેહેરના મધ્ય માંય ભાઇ
નરને નારીયુ ભેળી થઇ હવે,
ડાકણ જોવાને જાય ભાઇ;
ઉગમણે હવે ઝાંપલે આવીને,
તેડયો ત્યાં ખીમલો મસાણી ભાઇ. ૧૬
સતિએ મોહું જ્યારે સ્વામીનું દીઠું,
ત્યારે શુદ્ધ વળી છે શરીર માંય ભાઇ.
પતિને હાથે મારા પ્રાણ જો જાશે,
ત્યાં ધારણ થઇ હવે ધીર ભાઇ,
એમ કહે છે સતી હવે તારાદે રાણીને,
ભલું કીધું તે સારંગ પાણી ભાઇ. ૧૭
ભક્તિને કારણે જુવન છોડયાને,
તનમન સોંપ્યાં છે શીશ ભાઇ;
કહેવામાં એને દુખ પડયાં ઘણાં હજી,
નો આવ્યા જુગદીસ બાઇ;
નાથ મારા જાણે નમેરા થયા તે,
પ્રભુ મારા અપરાધ શા ભાઇ. ૧૮

## ખંડ ચોથો.

કાશી પુરમાં અચ્યત દિઠુંને.
અનરથ થયો અપાર ભાઇ,
પવિત્ર પુરી શીવશંકર કેરીને,
કોપ્યા ઉમૈયાનો નાથ ભાઇ,
અગ્નિ ઝરે છે નેત્રમાં ભારીને,

બ્રહ્માંડ નાખું હું તો મારી ભાઇ. ૧
હરી પોઢયા વૈકુંઠમાં ને,
કમળાજી ઢોળે છે વાય ભાઇ,
ઉફડકીને પ્રભુજી જાગીઆને.
તરત કાશીએરે જાય ભાઇ,
કોપ દેખી શંકરનો ભારીને,
ગરૂડને મેલ્યા વીસારી ભાઇ. ૨
સ્નાન કરી સતી તારાદે આવ્યાંને,
તુલસી પત્ર મુખ માય ભાઇ,
હાથ જોડીનેરે હાજર થયાને,
હરમન વાજો છે વાય ભાઇ.
હાથ એના ઝાલ્યા મોરારીને,
રાજા બોલ્યા વચન વીચારી ભાઇ. ૩
સતવાદી રાજા હરસન કહીએને,
ટેક મેલે નહિ હવે કયાય ભાઇ,
રાજ ગયું ને રોહીદાસ મરાણો
એવા હાલ માથે થયા ભાઈ,
પાછું જયારે નથી જોતા વાળીને,
વાંસે ઉભા દેવ મોરારી ભાઇ. ૪
ક્રોધ કરીને રાજા હરસન બોલ્યાને,
હાથ મેલીદયોને મારાજ ભાઇ,
એટલા દીવસ તમે ઊંઘી રહ્યાને,
ખબર પડી તમને આજ ભાઇ,
બળવંતા તમે થાશો બેઠીને:
વારસ કીધી તમે વેલી ભાઈ. ૫

રોહીદાસ મુવા ને હું રાણીને મારૂ,
પછે હું કાઢું મારો પ્રાણ ભાઇ;
ટાઢક તમને થાય ઘણીને,
સૌ કરશેરે વખાણ ભાઈ;
ભક્તીનો તો મહીમા વધારીને,
વારસ વેલી કીધી મારી ભાઇ. ૬
હસીને બોલ્યા કમળાનો પતી,
ધન ધન સતવાદી રાય ભાઇ;
માગ માગ જે જોઇએ તારે,
તુને આપુ હુંતો આંહી ભાઇ;
સંકટ તારા સરવે કાપુને,
જે જોઇએ તે તમને આપું ભાઇ; ૭
વાત સુણી વીશ્વામીત્ર ભાગ્યાને,
તાપ લાગ્યો તન માંય ભાઇ·
કૃષ્ણ કહે એલા કયાં જોગો કપટને,
શીક્ષા આપુ તમને આહી ભાઇ,
ચૌદ અવતાર જાઓ શ્વાનના આપ્યાને,
સતવાદી બેઉ સંતાપ્યા ભાઇ. ૮
વીશ્વામીત્ર તો થરથર ધ્રુજેને.
મુખમાંથી બોલે નહીં કાંઇ ભાઈ
હાથ જોડીને રાજા હરસને માગ્યુને,
સાભળો તે વૈકુંઠ રાય ભાઇ,
વીસ્વામીત્રતો અમારો ભાઇઓને,
અવતાર એકે નવ થાય ભાઇ. ૯
હેતે હરીમુખ ઓચર્યા વાણીને,

વચન તમારાં સત થાય ભાઇ,
રાજા રોહીદાસને સજીવન કર્યાને,
ત્રણે ઉભાંછે હવે ત્યાંય ભાઇ;
રાજા રોહીદાસને તારાદે રાણીને,
દરશન દીધાં સારંગ પાણી ભાઇ. ૧૦
શંખ ચક્ર નેગદા પદ્મ ધરીને,
દરશન દીધાં તેમને ત્યાંય ભાઇ;
હાથ જોડીને રાજા હરસને માગ્યુંને,
સાંભળો વૈકુંઠ રાય ભાઇ,
ભવો ભવ સ્વામી ભક્તિ તમારીને,
અમને દેજો દેવ મોરારી ભાઇ, ૧૧
મુખે માગ્યું તે રાજા હરસનને આપ્યુંને,
તુઠયા ત્રીભોવન રાય ભાઇ;
સત શ્રી હરીએ એનું રાખ્યુંને,
કાશી નગરનીરે માંય ભાઇ,
સંકટ એનાં સરવે કાપીને;
અવીચળ ભક્તિ એને આપી ભાઇ, ૧૨
ગંગા સ્નાન રાજા હરસને કીધુને;
દાન દીધાં ત્યાં ઘણાં ભાઇ,
કાશી પુરીમાં કીરતી વધારીને;
પછી અજોધ્યાએ જાય ભાઇ
નવે ખંડમાં નામના રાખીને,
પુરે એની સાસ્ત્ર સાખી ભાઇ. ૧૩
કલ્યાણ રાજા હરસનના કીધાંનેસુખ દીધાં સવાઇ ભાઇ
અજોધ્યા પુરીમાં આનંદ વરતાણાને,

જુગમાં જશ ગવાય ભાઇ;
હેતે કરીને હરીને લડાવેને,
વાલો તેની વારસે આવે ભાઈ. ૧૪
એક અવધખંડ બીજો વાટખંડ,
ત્રીજો કાશી ખંડ કહેવાય;
ચોથો ખંડ પુરણ પ્રાપ્ત પ્રભુતીરે,
જુગત એવી તો જણાય ભાઇ:
ચાર ખંડને ચરણ અડયાસીને,
ભક્તિ વૈકુંઠમાં વાસીભાઈ. ૧૫
સોરઠ ખડ ગીરનાર નીછાયાને,
શહેર કુતીઆણાની માંય ભાઇ.
કીરતી રાજા હરસનન તણીને,
દાસ દામોદર એમ ગાય ભાઈ.
ગુરૂને પ્રણામ કરીને,
કહ્યું કહેવરાવ્યું છે હરીભાઇ. ૧૬

## ગણેશનું ભજન ૫૦

જ્યાં દેખું અલેક મેરા રામ,
જ્યાં દેખું સાયબ તેરા રામ,
સોય માણેક મોરી નજરૂમાં આયાજી. ટેક૦
ગવરીના નંદ ગણેશ મનાએલા સોય,
રદયામાં હરીને ઢુલાયા રામ,
તલભર તાળાં રજભર કુંચી,
સંત ગુરૂએ ખોલાયા રામ; સોય.

ચોરાસી ચવટાંને બાવન બજારૂં,
સત ગુરૂએ શેર રચાયા રામ. સોય.
જલહ જલહ જોત્ય જલતહે.
મોતીના ચોક પુરાયા રામ. સોય.
સંસાર સાગર મહાજળ ભરીયો.
તારૂણી તાર મિલાયો રામ, સોય.
મચ્છંદરના ચેલા ગોરખ બોલ્યા,
ખોજયા સોનર પાયા રામ. સોય.

## કેલૈયા પુરાણ તથા હાલરડું.

હરી ગુરૂ સંતને સમરિએનેરે, ચોથો ગણપતિ દેવ ભાઇ.
સમર્યો લખ લાભ દીએ. જેની પ્રથમ પેલી સેવ ભાઇ.
ગુણ ગાયેરે હરી ભક્તિના, જેને સતે સ્થંભાય અસમાન ભાઇ
સત વિના સાયબ ન રીજે, વાંચે વેદ પુરાણ ભાઇ.
સગાળશા શેઠને ચંગાવતીરાણી, એવા નીમધારી નરનારઆઈ.
સાધુને જમાડીને પછે જમતાં,
જેનો અહોનીશ ધરમ અપાર ભાઈ.
એક સમે એને અટક પડીને, મેઘ મંડાણા મુશળધાર ભાઇ.
પરજન ઉઠયોદને આડમોતો, એ સત નવ છોડે શાહુકાર ભાઇ.
વરસી રહયો ત્યારે વકિલ તેડાવ્યોને.
દશો દશ ઘોડા જાય ભાઇ.
અભીયાગત વીના મારે અનડાં ન ખપેરે,
એવો કરોને કાંઇ ઉપાય ભાઇ.
વાણોતર ચાલ્યા એને ગોતવાનેરે, જોયા નગર હરીદુવાર ભાઇ.
તળાવની પાળે એક તપસી બેઠાને,
શેઠને કીધો સમાચાર ભાઇ.

શેઠે કાને સાંભળીનેરે, અડવાણે પગે દોડયા જાય ભાઇ.
પ્રક્રમા કરીને પગે લાગ્યાતો,
હરડામાં હરખ ન માય ભાઇ.
સગાળશા શેઠનું સત છોડવાને, કોઢીયા થયા કીરતાર ભાઇ.
આવી દેવળમાં ઉતર્યાનેરે, દેહ કીધી છે બેહાલ ભાઇ.
દુરગંધ આવેને ભુત ભાગેરે, માંખો મળીયા છે અનેક ભાઇ
તોય ડગે નહી મંન શેઠનુંરે, એવી મોટાઓની ટેક ભાઇ.
શેઠે સાયબાને જ્યારે ઓળખ્યાનેરે,
તેના માનવી સુણજો મર્મ ભાઇ.
ભોજલના સ્વામી મારે ભોવન પધારોને,
રાખવા લાજને શરમ ભાઇ.

## કડવું (૧)

ચરણ ધોઇને ચરણામૃત લીધાંને, સીધ્યાં સઘળાં કામરે.
કર જોડીને પછે કહેવાને લાગ્યાને, મંદીર પધારો મારા ભાઇ
અતિથી વાણી ઓચર્યાનેરે, સાંભળો સતિ મોરી વાત ભાઇ.
મારી કાયા મારે હાથનહિં, મને પીડા કરે છે અતપાત ભાઇ.
રથ રેંવતી જોતરૂંનેરે, ગાદી નંખાવું ગોપાળ ભાઇ.
તેડી બેસારૂં તમને ચોકમા, તમે મેરૂ કરોને મારાજ ભાઇ.
વળતાં અભીયાગત બોલીયા, મારે રથ ઘોડાનું નથી કામ ભાઇ.
અમે અવીનાસી રહિયે એકલાને ( મા ) લેશો મારૂં નામ ભાઇ.
પ્રભુ મંગાવું પાલખીને, માંહી ઝાઝી કરાવું જતન ભાઇ.
પવન ન લાગે એવા પડદા બંધાવું,
જેમ રાંક રાખે રતન ભાઇ.
મન ગમતી રસોઇ અમે માગી લેશું,

ત્યારે જાસે તમારો ભરમ ભાઇ.
સરભંગી સાધુ એવડી સોચ નહી મારે,
કઠણુ હમારા ખટ કર્મ ભાઇ.
વળતાં અભીયાગન બોલીયા,
જો હું આવું નગર મોઝાર ભાઇ
તારી નારી જો આવે તેડવા,
નીકર બેઠી રેશું બાર ભાઇ.
હરખેથી હરીજન ચાલીઆનેરે આવ્યા પોતાને દુવાર ભાઇ
પત્નીને લાગ્યા પુછવાનેરે હવે શ્યો કરવો ઉપાર ભાઇ
સતિ કહેછે સ્વામી હમારાને ઢીલ ન કરશો લગાર ભાઇ
અબઘડી જાઇએ એને તેડવાનેરે,
એ માંનવી નહી પણ મોરાર ભાઇ.
સામૈયા લઇનેરે સાબદા થીઆંનેરે, ગયા પુરવનાં પાપ ભાઇ.
ભોજલના સ્વામીને ભેટતાંનેરે, ટળી ગયા ત્રીવીધી તાપ ભાઇ

## કડવું બીજું

કનક ઇંઢાણીને કુંડીઓ, મહીંજુગતે બેસાર્યા જદુવીર ભાઇ.
અગાવતીયે શીરપર લીધાને ભીંજાણું સતી કેરાં ચીર ભાઇ,
નગરના લોકજ ટોળે મળ્યાને જોવાને વરણ અઢાર ભાઇ,
અનેક વાણી ઓચરેનેરે હાંસી કરેરે હજાર ભાઇ.
ઉના જળ મેલીને અસનાન કરાવ્યાંને,
પોઢાડ્યા પલંગ વીશાળ ભાઇ.
ભાવે કરીને ભોજનનીપજાવ્યાં ને મીઠા મેવાને પકવાન ભાઇ
ચંદન ચરચેને ચરણ ઓશરેને, વીંજણે ઢોળેવાય ભાઇ;
હાથ જોડીને હરીજન. ઉભાને આરોગો ભગવાન ભાઈ.

મનુશ્ય દેહ મુને અગ્ની કરે છે,
મારે છે માટીનો આર ભાઇ;
ઓતમ વરણુ તમે કેમ કરશોને હૈયેકરોને વિચાર ભાઇ,
કસાઇ વાડેથી તુરત મગાવીને
મેલી છે લોકની લાજ ભાઇ
ભાગ્યવીના દીનોનાથ પધારયાને ધન્ય ઘડી મારેઆજ ભાઇ
નવા નવાં રૂપજ અમે ધરીએને રૈએછેયે વનમોઝાર ભાઇ.
અઘોર પંથી મારે આર માણુસનો
પરમાટીનો નથી પ્યાર ભાઇ
નરને નારી એકઠાં મળીઆંને, હવે શો કરવો ઉપાયભાઇ
પ્રભુ જોવાને આવ્યા પારખુને
જો ના પાડીએ તો સત જાય ભાઇ
પુત્રને ચાલ્યા પુછવાનેરે નીશાળે શેઠ સગાળ ભાઇ,
સુતને કેછેરે સાધુ આયાને તમારો કરવાનો કાળભાઇ.
ચેલયો કે છે સતનવ છોડીએ. મરને જડા મુળથી જાયભાઇ
ભાવે કરીને ભોજસ બોલ્યા, ઘણી અડકપટ ઓળખાય ભાઇ

## કડવું ૩

આતે કાયા મારી અંને પડવાની,
એમ બોલ્યો છે બુધીવંત બાળ ભાઇ.
સાધુને હાથે મારૂ મોત સુધરશેને,
ટળશે જનમની જંજાળ ભાઇ.
આગે મોરધ્વજે અંગ વેરાવ્યા ને
કરણે કીધાં કાયાનાં દાન ભાઇ.
શીબી રાજાની માટી શાખે જોખાણીને,

તારે રીઝ્યા હતા ભગવાન ભાઇ.
હરસન રાજાને માથે હેલ પાણીનીરે,
દેવે નાખ્યો તો માથે દંડ ભાઇ.

તારે રીઝ્યા હતા ભગવાન ભાઇ.
તોય સતવાદી સ નવછોડે મરને ભાગી પડે બ્રહ્માંડ ભાઇ
દધી ઋષીને જ્યારે દેવતા જાચ્યા,

જેના વાસાના કરવાતાં વજર ભાઇ.
કુવાડે અંગ માંડયાં કાપવા તોયે,
બોલે નહી બુધીનો સાગર ભાઇ.

હીર મળે પણ સામો નહિ મળે
મારે ઘેર મોહન થયા છે મેમાન ભાઇ.
આવ્યો અવસર પાછો પગ કેમ ભરીયેને
તન મન ધન કુરબાન ભાઇ.
હાર ન પામો તમે હિંમત રાખોને,
જોજ્ને મોટાઓના મરમ ભાઇ
પરમારથ કારણ મરને પ્રાણ હોમાય ભાઇ.
નહિ છોડીએ સત ધરમ ભાઇ.
એટલો પડકારો જ્યારે પીતાને કીધો.
તારે હરીજન થયા હુશીયાર ભાઇ.
સુતનાં વચન સાંભળીને છાતીમાં પડી ગયા સાર ભાઇ.
ચાક ઉપરથી જેમ પીંડો ઉતારે,
એમ કેલૈએ ઉતાર્યું એનું શીશ ભાઇ
અર્પણ કરીને આગળ ઉભા તારે
જોઇને રહ્યા જુગદીશ ભાઇ.
બહુ નામી કહે છે બાઇને

સતિ સજોને સોળે સણુગાર ભાઇ.
હસતાં ને રમતાં એણે સમો સુધારોને
રોતાં નહિરે લગાર ભાઇ,
કલપેલ દાન અમે લેતા નથીને
એવી આદુની મારે ટેવ ભાઇ,
ભાવે કરીને ભોજલ બોલ્યાને,
તૈયાર આલોને તતખેવ ભાઇ.

## કડવું ૪ થું

નવાં નવાં આભુષણ પેરીનેરે,
કેલૈયો સુધાર્યો તેણી વાર ભાઇ.
ભાવે કરીનેરે ભોજન નીપાવેને,
આરોગો નંદના કુમાર ભાઇ;
શીશ હતુ તે તો શીંકે ચડાવ્યુને,
કાયા આણી મારે કામ ભાઇ,
ભુખે મારાની ભાળી ભક્તી તમારી તો,
મને મેલી આવો મારે ઠામ ભાઇ.
ખાંડણીઆમાં શીશ કચરાવ્યુને,
કીધા કડણ વચન ભાઇ,
ઇંદ્રતાપ તેનો જીરવી ન શકયોને,
છોડી ભાગ્યો ઇંદ્રાસન ભાઇ,
જમવા ટાણે જોગેશ્વર બોલ્યા.
સાંભળોને મારી વાત ભાઇ
વાંઝીયાના અનનું વરત નૈ મારેને,
શુરતે કેમ સમાત ભાઈ.
ચંગાવતી કે છે તુંને રમત દેખાડું,

તું મોટી થાજે મેહેરબાન ભાઇ,
તુ આવ્યો મારૂં સત છોડાવાતો,
હુ જણાવું તારો કાન ભાઇ.
પાંચ માસનું વીરજ મારેને
વાંઝીયા નથી દીનાનાથ ભાઇ
સતિએ ઓદર માંડયું ચીરવા,
તારે હરિયે ઝાલ્યા તેના હાથ ભાઇ,
ધન્ય ધન્ય સતિ ધરમ તમારો મે
મેં જોયું મરજીવાનું મન ભાઇ.
પુત્રને વેધી મારૂં સનમાન કીધું,
એમ મુખથી બોલ્યા વચન ભાઇ.
માગ માગ સતિ માગ્યા આપું,
એમકેછે કરૂણાનિધાન ભાઈ.
આવી કસોટી ( મા ) દેજો કોઇને
સ્વામી એ માગુ વરદાન ભાઇ.
પરીબ્રહ્મ પોતે પ્રગટ જુવેને,
દીન પાચમે પાર ભાઇ.
કલૈયાને સજીવન કીયોને,
તારે વરત્યો જેજેકાર ભાઇ.
કેલઈયા આખ્યાન જે સાંભળે,
તેનો વૈકુંઠ હોજોવાસ ભાઈ.
ગુરૂ પ્રતાપેરે ભોજલ બોલ્યા તો;
ધન્ય ધન્ય મારા નાથ ભાઇ.

સમાપ્ત.

## કેલૈયાનું હાલરડું.

હેરી તારે હાલરડે હળતાળ બાળા કેલૈયા જીવો ભાઇ.
કેલૈયા ખમા ખમા; ( ટેક )
હેરીમારા નોંધારાના આધાર,
બાળા કેલૈયા જીવો ભાઇ, કેલૈયા.
હેરીમારે કણુ ખુટયારે કોઠાર;
બાળા કેલૈયા જીવો ભાઇ, કેલૈયા.
હેરીમારે ચાખડીનો છડીદાર,
બાળા કેલૈયા જીવો ભાઈ; કેલૈયા.
એજી મારે હાલરડે હડતાળ, કુંવર કેલૈયા ખમા ખમાભાઇ
એજી તારા મેહેતાજી જુવે તારી વાટ,
કુંવર કેલૈયા ખમા ખમા ભાઇ,

### સાખી.

અમે જાણ્યું છે કેલૈયાને પરણાવશું,
જોડી જોડશું જાન.

### ખંડ ત્રીજો.

પણુ ઓચીંતાં મરણુ આવીઆં,
સ્વર્ગથી ઉતર્યાં વૈમાન; કુંવર.
લીલી હોજો લીંમડી,
એની સીતળ હોજો છાંય
બંધવ રહેજો બોલણે,
તોય પોતાની બાંય, કુંવર.

### સાખી.

કુવા ઢાંકણુ પાવઠું જગની ઢાંકણુ જાર,

બાપનું ઢાંકણુ બેટડો એમ ઘરનું ઢાંકણુ નાર. કેલૈયા
ફળ વિના ઝુરે પીંપળી એમ, બંધવ વિનાની ઝુરે બેન,
પણ પુત્ર વિના ઝુરે માવડી,
એજી તારે પીંગળે પડીએલ ખોટ. બાળા કેલૈયા
હે ઘર નચ્યું તો ભલે નચ્યું વળીતું કાંનચ્યોજ ઘરનો મોભ,
જેના ઘરમાંથી કંધોતર ઉઠયા.
તેને જનમો જનમનો શોગ. બાળા કેલૈયા
હે મેલામાં મેલો દુભડો, તેથી મેલો લોભ;
તેથી મેલો શગાળશા વાણીયો,
એતો મુવે ન પામે મોક્ષ બાળા કેલૈયા;
હાથે પોચી હેમની, વળી ગળે એકાવળ હાર.
જેને આગણે નહીં દીકરો,
હરી તેનાં મદીરીઆ સુનકાર. બાળા કેલૈયા
ભાઇ મરે ભવ હારીએ બેની મરે દશ જાય,
બાળાપણમાં જેનાં માવતર મરે
તેને ચોદદશના વા વાય. કુંવર,
કેલૈયાને સજીવન કીધો, લાગ્યો પ્રભુને પાય.
ભોજલના સ્વામીને ભેટતાં પંડનાં પ્રાતિ જાય

## ગોપીચંદનું ભજન

### ખંડ (૧)

હરી ગુરૂ સંતને સમરીએને ચોસ્યા ગુણપતિ દેવા,
જેને સમરે સુખ પામીએને દેવા લાગ્યા ઉપદેવા.
ઓતરા ખંડના રાજીઆ ને ગોડબંગાળા ગામ,

તલકચંદ રાજા રાજ કરે ને ઘેર પતિવ્રતા નાર.
સોચે ગામથી ચોર આવ્યાને આવ્યા વન મોઝાર,
વનમાં વસે એક જોગીયોને પ્રક્રમા કરી લાગ્યા પાયજી.
ચોરે ચોરે બોલીયાને જાઇ બંગાળા માંઈ,
સુખે ચોરી કરી આવીયેતો દેશું બાવાને ચોથ ભાગ.
ત્યાથી ચોર ચાલીયાને આવ્યા બંગાળા પાસ.
મસાણુની રાખ લઇને ગયા શહેર મોજાર;
ત્રીજોરીમાં ખાતર દીધાં ગાંઠડી બાંધી ચાર,
કુંચી કમાડની ખોલતાં ભાળ્યો મેનાવંતીનો હાર;
ચારે મન વિચારીયુંને સાંભળો ભાઇ એક વાત.
હાર નાંખશું બાવાની ડોકમાં પાડશું ચોથ ભાગ.
ત્યાંથી ચોર ચાલીયાને આવ્યા વન મોજાર,
હાર નાંખ્યો બાવાની ડોકમાં પુગતો કરજો ચોથ ભાગ;
પ્રભાત થયુને ભોરભયો ચોપદાર જાગ્યા તેની વાર,
આપડી ત્રીજોરીમાં ખાતર દીધાં ધન ચોરાણું અપરંપાર;
મોલમાં જાગી મેનાવંતી ન ભાળ્યો રત્નહાર,
ત્યાંથી દાસી દોડી આવી રાજા આગળ ફરીયાદ.

## ખંડ ( ૨ )

કોપ કરી રાજા બોલીયો જાવ ચોપદાર આણીવાર,
ચોર લાવો સજ કરીને ગોતી લાવો હારને માલ;
ત્યાંથી સીપાઇ ચાલીયાને આવ્યા વનખંડી મોજાર
હાર ભાળ્યો બાવાજીની ડોકમાં સરવે થયા હુશીયાર,
હાર લઇ સાડીકો ચાલીયોને આવ્યો રાજાની પાસ;
રાતની કરે બાવો ચોરીયોને દીવસનો માગે લોટ

ક્રોધ કરી રાજા બોલીયાને જાવ સાડીકા ન્યાય;
એ બાવાને મારી કરીને વેલા આવો આય;
ત્યાંથી સાડીકા ચાલીયોને આવ્યા ચોપદાર પાસ,
રાજાએ હુકમ આપીયો બાવાને મારો ઠાર;
તરવાર બંદુકથી બાવો ન મરે શું કરશું તેનો ઉપાય;
રાજા કને આપણે જઇએને એનો કરીએ ઉપાય;
ત્યાંથી બાવાને લઇને ચાલ્યા લાવ્યા વાડી મોજાર,
તોપને ગોળે બાવાને મારોને શું કરોછો વીચાર;
ત્યારે રાજા બોલીયો, સાભળો ભાઇ વાત.
એ બાવાને નાંખો વાવમાં ઉપર પુરો પથરને લાદ;
ત્યારે બાવાની ગાંસડી બાંધી નાંખ્યો વાવ મોજાર,
ત્યારે જોગીરાજ જાગીયા સાંભળ રાજા વાત;
અમારાં ભજન સુકાવીયાં સમાધી ખોલાવી આવાર,
એક માસમાં મૃત્યુ તારૂં થશે લાગ્યા જોગીના સરાપ;
હાથ જોડીને રાજા બોલીયાને સાંભળો જોગી મારાજ
તમે કીધું તે કબુલ છે પણ રાજ નીરવંશ. જાય;
ત્યારે જોગીને દયા આવીને સાંભળ રાજા વાત,
એક પુત્ર તારે થાશે ગોપીચંદ એનું નામ;
નથી સુણ્યો નથી સાંભળ્યો નહી કવી એને ગાય,
ગુરૂને પ્રતાપે ભોજલ બોલ્યાને ખંડ બીજો પુરો થાય.

## ખંડ ( ૩ )

ઉચા મંદિર માલીયાને નીચા ગોપીચંદ નાય,
હાથ પગ ચોળે એની સ્રીઓ મોલુમાં રૂએ એની માય;
રાજા ગોપીચંદ જનમીયા વાગી રૂડી વધાઇ
જોશી તેડાવ્યા શહેરના રૂડા જોસ જોવરાઇ;

કયા નખેતરમાં રાજા જનમીયા કેવાં કરશે રાજ,
સાચે મોતીએ વધાવીયા બોલો પંડિત રાય;
ગોડ બંગાળાના રાજીયા ગોપીચંદ એનુ નામ,
માતાજી મનમાં હરખીયાંને ઘણાં દીધાંછે દાન;
ધન માલ મુકતાફળ આપ્યાં સાધુ બ્રાહ્મણ અનુસાર,
બાર વરસે રાજા પરણીયાને પરણ્યા છે પીંગળા નાર;
બીજી નારી ત્રણુસે સાઠ પરણ્યા રૂડાં ચલાવે રાજ
ત્યારે માતાજી બોલીયા સાંભળ ગોપીચંદ રાજ,
તારી દેયું તારા બાપના જેવી મસાણે પરજલે થાય.
એક સમે નાવા બેઠા નીરખ્યું રાજાનું રૂપ;
ત્યારે માતા મનમાં વિચાર કર્યો રોવા લાગ્યા તેણીવાર
નહી વાદળ નહી વીજળી ઠંડાં પડયાં અમને નીર·
આપણા શહેરમાં નહી કોઇ દેખીયું માતા,
તું કેમ રોય મોરી માય.
ગોપીચંદ રાજા એમ બોલીયા કેમ કરેછે ઉતપાત,
તારે મેનાવંતી બોલીયાંને, સાંભળ રાજ કુંવર વાત,
એવો બતાવું જોગ તુંને, અમર રાખે તારી દેહ.
અડદના લાવ્ય તું પુતળાં જા જોગીની પાસ,
આપણી ઘોડારમાં ભોંયરૂં ત્યાં નવશે નાથુનો નાથ
ત્યાંથી ગોપીચંદ ચાલીયા આવ્યા ગુરૂની પાસ,
પેલું પુતળુ મેલીયુને ગુરૂનો કર્યો નમસ્કાર;
પહેલું પુતળુ ઉડી ગયુંને બીજુ કર્યું તઇયાર,
બીજાને જલાવીયુંને ત્રીજું મેલ્યું તેણીવાર;
ત્રીજાને જલાવીયુંને ચોથું ગોપીચંદ રાય,
ભુંડુ થાશે માતા તાહરૂં અલ્યા બતાવું ઉપદેશ;

ત્યારે ગોપીચંદ બોલીયા હવે આવો ગુરૂ મારા કાન
ત્યારે જુનો જોગી બોલીયા
ગોપીચંદને ધીરજ આવી જાલંધર બાવાને લાગ્યા પાય
ગરૂ ગરૂ મારા દેવજી અમને આલોને ઉપદેશ.
બાર બેડાનો ભાલીયો ગોપીચંદ પાણી જાય;
નાની એટલી મોરી બેનડી મોટી એટલી મોરી માય.
ઘડો ચડાવો બેની અમને
વ્હુલીયો લાવતાં ગરૂ લાગી વાર.
ત્યાંથી ગોપીચંદ ચાલીઆ આવ્યા ગુરૂની પાસ
આવાં જલ નુમરાં કયાંથી લાવ્યો બહુના અડયા હાથ
એમ કહી ગુરૂજી ઉઠીયા ધોકા માર્યા બે ને ચાર
નથી ગાયોને નથી સાંભળ્યો નહી કવીએરે જોડાય
ગુરૂ પ્રતાપે ભોજક બોલીઆ ખડ ત્રીજો પુરો થાય.

## ખંડ ચોથો.

કયા મુલકનો તું રાજીઓ, કયાં તમારાં ગામ
કોણ રાજાનો બેટડોને, શું છે તારૂં નામ.
ઉત્તર ખંડનો રાજીઓ, ગોડ બંગાલા નામ.
તલકચંદ રાજાનો બેટડોને, ગોપીચંદ મારૂં નામ.
વસ્ત્ર ઉતારી અલગ મેલ્યા, આડબંધીઆ એની પાસ
ઝોળી ઝંડા પવન પાવડી, અલેક કરતા જાય.
હાટે હડતાલ તો પડીને, ચારે પડયા પોકાર.
ગોડ બંગાલાનો રાજીઓ, જોગી થયા તતકાળ.
રાણી રૂવે રંગ મોહોલમાં, દાસી રૂવે દરબાર.
સેજ પલંગ રાજ છોડી, જોગ પહેર્યા શાને કાજ.
આવી અલેક જગાવીયો, માતા મેનાવતીને મહેલ.

ભીક્ષા દયોને મોરી માવડી, ગુરૂજી જોતાં લાગે વાર
દેશ જાજો પરદેશ જાજો, જાઈશ નહીં બેનીને મહેલ.
માતા રૂવે રૂદન કરીને ભલો ભજાવ્યો ભેખ.
ત્યાંથી ગોપીચંદ ચાલીઆ આવ્યા પીંગળાને મહેલ.
ભીક્ષા આલોને મોરી માવડી, ગુરૂજી જોતાં લાગે વાર.
ગાંડો થયો રાજા મફર ખાધી, ગાંડો બંગાલાનો રાજ.
મારા રાજાને કોઈ કામણુ કીધા, કરણ કહાવું આણીવાર.
ગાંજો નથી પીધો માતા મફર નથી ખાધી,
ગાંડો નથી બંગાલાનો રાજ.
ભીક્ષા લઈ રાજા ચાલીઆ, ગયા ગુરૂજીને પાસ.
પરક્રમા કરી પાયે લાગ્યા, ગુરૂએ દીધો ઉપદેશ.
ત્યાંથી ગુરૂ ચેલા ચાલીઆ આવ્યા કાશી મોઝાર.
ગંગા નાયા ગોમતી નાયા, નાયા નીર્મળ નીર.
તીરથ કરી આવીઆને ગયા બેનીને દેશ.
સારી રીતે ગુરૂને પુજ્યા ગોપચંદના ઉતરાવ્યા ભેખ.
ત્યાંથી અસ્વારી મોકલી આવ્યા બંગાલા મોઝાર.
બાર વરસ રાજા રાજ કરયાંને, જનમના જોગી.
ગાય શીખે સુણે સાંભળે, વૈકુંઠમાં હોજો વાશ.
ગરૂને પ્રતાપે ભોજલરામ બોલીયા, ખંડ પુરો થાય.

## પદ પ્રભાત.

પ્રાણુ પતિ પરમેશ્વર માહારા સુણીયે અરજી અમારીરે-ટેક
અધમ ઉધારણુ પતિત પાવન દેહ વિસ્તારીરે;
ગ્રુંડ થકી ગજ રાજ ઉગારયો, તારી ગુણુકા નારીરે—પ્રાણુ.
પંચાળીનાં પટકુળ પુરયાં, મેહેર કરી મોરારીરે:
પ્રેહેલાદ માટે સ્થંભે પ્રગટયા, અર્ભક લીધો તારીરે—પ્રાણુ.

રંકા વંકા સજન કસાઈ, ભેટ કરી જાય ભારીરે;
નેલ કઢા ટાઢી કરી ત્રીકમ, સુધનવાને ઉગારયોરે;—પ્રાણુ.
કોટી ભકતનાં કામ કરો છો, દયા દીલમાં ધારીરે
ગુરૂ ગણુપત ગોવિંદને ગાતાં, સેજ તરે સંસાર;—પ્રાણુ.

## ગણુપત ભજન ૫૧

( રાગ—આવોને જેસલરાય. )

કરીએ સત્યનો વિચાર:
સતીયા હોયે નરને નાર,
સત્યે ચાલે છે સંસાર, સત્ય મેઘ વરસે ધાર
આવોને આતમરાય
આપણુ જ્ઞાન સંભાળીયે,
એવી પ્રમની તો રીત,
રૂડી પાળીયે હેજી. આવો૦
બગલો હંસ જેવો થાય.
નીત્યે નીર નાવા જાય;
જઇને ઉભુરે એક પાય,
ચીતમાં માછલાં ચાય. આવો૦
પીતળ પીળું તો દેખાય,
જ્યારે સોની પાસે જાય;
એતો અગ્નિમાં તપાય,
તારે તેની કીંમત થાય. આવો૦
મોતી મણિયા કેવાય,
એનું નીર ઉતરી જાય;
ભાંગે કદી ન સંધાય,
એનું મુલ તે શું થાય. આવો૦

હીરો ઝવેરી ઘેર જાય,
જ્યારે એરણમાં હોમાય;
ખમશે ઘણુ કેરા ઘાય,
તારે મુલથી વેચાય; આવો૦
જ્યારે સભાઓ ભરાય
સાચા સંત ભેગા થાય;
સત્યની છાપ તો દેખાય,
ત્યારે ભક્ત તો કહેવાય. આવો૦
ગુરૂ નિગંમ વિના ગાય,
એતો મુરખ કેવાય;
એનો મોક્ષ તો નવ થાય,
નુગરા નરકમાં જાય આવો૦
પ્રેમના પાટ તો મંડાય.
જસની જોત્ય તો પ્રગટાય.
મનની માંડવી રચાય,
દિલ સુધ દાન તો દેવાય, આવો૦
ગંગા સમુદ્રમાં જાય
તારે એક રૂપે થાય,
તેમાં નર ને નારી નાહાય,
તેનો મોહોટો છે મહિમાય આવો૦
આસન પદ્મ તો બંધાય,
સોહંમ જાપ તો જપાય;
તારે સીધ કારજ થાય
ત્રિપુટી ધ્યાનમાં દેખાય. આવો૦
તૃષ્ણા તંત તુટી જાય,
આતમ રૂપ તો ઓળખાય,

તોતો જીવનો શીવ થાય,
એને ગુરૂ ગણુપત ગાય. આવો૦

## ભજન પ૨.

જુના ધરમ લ્યો જાણી, મારા સંતો જુના ધરમ લ્યો જાણી; ટેક
નદી કીનારે કોઇ નર ઉભો, તરસ્યા નહિ સમાણી હેજી,
કાંતો આળસુ અંગ એહતું, સરીતા ખરે સુકાણી—મારા૦
કલ્પતરૂ તળે કોઇ જન બેઠો, ક્ષુધા ખુબ પીડાણી હેજી,
નહી કલ્પ એ બાવળીએકે, ભાગ્ય રેખ ભોળાણી—મારા૦
સદગુરૂ સેવે શીશ નવ સુધર્યો, વિમળ મળી નહી વાણી હેજી,
કાં ગુરૂજી છે જ્ઞાન વીનાના, કાં પાપી એ પ્રાણી—મારા૦
ભક્તિ કરતાં ભય દુઃખ આવે, ધીરજ નવ ધરાણી હેજી,
કાં સમજણ તો રહી છે છેટે, નહી નામ નિરવાણી—મારા૦
ચીંતામણી મળી પણ તોહે, ચીંતા નવ ઓલાણી હેજી,
નહી ચીંતામણી નકી એ પથરો, વસ્તુ નવ ઓળખાણી.—મારા૦
મળીયું ધન તોએ મોજ ન માણી, કહું કરમની કહાણી હેજી
કતો ભાગ્ય બીજાનું ભળીયું, કતો ખોટી કમાણી—મારા૦
અમૃત મળીયું પણ અમર થયો નહી,
પીવાની જુક્તી નહી જાણી હેજી,
કાંતો ઘટમાં ગયું નહી કે, પીવામાં આવ્યું પાણી—મારા૦
ધર્મને કર્મ ભક્તી જાણે, ભેદ વીના ધુળધાણી હેજી,
કે ગણુપત સમજી લ્યો સંતો, પુરી પ્રીત સમાણી—મારા૦

## ભજન પ૩.

રૂદીયે હીંમત ધરો મારા હરીજન.

રૂદીયે હીંમત ધરિયે હેજી. ૨૬.
જાયું તે તો જરૂર જવાનું,
વીઠુલ વરને વરીયે હેજી;
શીર સાટે સદગુર મળે તો,
પાછી પુંઠ નવ કરીયે. હરી૦
હરી ભજવામાં હીંમત રાખો,
દુરીજનથી નવ ડરીયે હેજી;
મહા પંથનો મારગ મેલી,
અવર ઠામ નવ ઠરીયે. હરી૦
સમરણ કરીયે સોહંમ રામનું,
વેદ વચન ઉચરીયેજી
આપ અજંપા જુગતિએ જપીએ
ધ્યાન હરીનું ધરીયે હરી૦
અમૃત રસ અખંડ સ્વામીનો
ભેદ જાણીને ભરીએ હેજી
સદા બ્રહ્મ ભરપુર ભર્યો છે,
અનુભવને આદરીએ. હરી૦
કાચા કુંભ સરીખી કાયા
જાતાં વાર ન જરીએ 'હેજી,
ગોવીંદજીના ગુણ ગાયા તો
ભવજળ પાર ઉતરીયે હેજી. હરી૦
મનુશ્યા જન્મ મલ્યો છે મોંઘો,
ફંદમાંહી નવ ફરીયે હેજી;
નાભી કમળથી ચલીરે સુરતા,
શ્વાસ ઉસાસે સમરીયે હેજી. હરી૦

સાચો સંત સમાગમ કરીયે,
વાણી વિમળ ઉચરીયે હેજી;
કે ગણપત સદ્દગુરૂને સેવો,
પંથ બીજા પરહરીયે હેજી. હરી૦

## ભજન ૫૪.

અગમ પંથનીરવાણી મારા સંતો,
અગમ પંથનીરવાણી હેજી. ટેક.
એકથકી અનેક બન્યા ભાઇ,
સહુ પંખી પશુને પ્રાણી હેજી
કર્મ યોગીએ યોગ કહાવ્યા,
વેદ ધરમ પરમાણી. મારા૦
પતિવ્રતા જેમ પતિ તજીને.
પર પુરૂષ લોભાણી હેજી.
બાર ધરમએ જીવનો બણે,
પડે ચોરાસી ખાણી. મારા૦
એક ગુરૂને એકજ ઇશ્વર,
એક નામ નીશાની હેજી.
એક ટેકને એકજ ધારે,
સત ભક્તી સમરાણી. મારા૦
પેચપરાની પાર પ્રભુનો,
વીરલે વાતો જાણી હેજી,
અજર અમર રસ કોઇ જન જીરવે,
મરજીવા લે આંણી. મારા૦
સગુણ નીરગુણથી તો ન્યારો,
ગુણાતીત ગુણ ખાણી હેજી,

જે વસ્તુ જેનાથી ઉપજે,
તે તો તેમાં સમાણી  મારા૦
ક્રોડી કલપથી જનમ મરણ છે,
ઉર ભક્તિ નવ આણી હેજી,
ગુરૂ ગમ વિના ગોથાં ખાધાં,
મુવો મતને તાણી.  મારા૦
જળ હળ જોત નીરંતર જળકે,
સુરતા ત્યાં ઠરાણી હેજી.
મુળ ધારથી બ્રહ્મરંધમાં,
પીયે ચડીને પાણી.  મારા૦
અકળ સકળ ઘટ વ્યાપક સંતો,
પરખો પુરૂષ પુરાણી હેજી;
કહે ગણપત સદગુરૂની સેવા.
અખંડ ઉરમાં આણી.  મારા૦

## ભજન ૫૫.

નમીયા સોનર ભારી,
મારા સંતો નમીયા સોનર ભારી.  ટેક.
પાંડવ સત ધર્મને પાળે,
કૌરવ થયા દુખકારી હેજી,
દગો કરીને દ્યુત રમાડયા,
હરામી બેઠા હારી,  મારા૦
હરીચંદ્ર હેરાન થયા પણ,
ધીરજ ઉરમાં ધારી હેજી,
સતીયાયે તો સત નવ મેલ્યુ,
મળીયા દેવ મોરારી,  મારા૦

જનક વીદેહી જુગમાં દેખ્યો,
વેરાગને જઈશું વારી હેજી,
એક હાથ તરીયા તનઉ પર,
બીજે અંગની ઝારી. મારા૦
બળીરાય સરખો કોઈ બળીયો,
બળીનેજ ઉબંળ હારી હેજી,
તંન મંન ધંન અર્પણ કરી દીધુ,
સત રાખ્યું સંભારી. મારા૦
અમરીષ ભક્તિ અતિ આદરી,
દાસી દાસ નરનારી હેજી,
શીરને સાટે સેવા કીધી,
ભેટયાં ત્યાં ભય હારી. મારા૦
મુરધજરાય મહા સતવાદી,
દયા દિલ ઉતારી હેજી,
તન તરીયાચે મુસ્તક વેહેરયું,
પરખે પર ઉપકારી. મારા૦
રંતિ દેવની રીત્ય રૂપાળી,
મંનને નાંખીયું મારીરે હેજી,
ઉપોશણ અડતાળીશ દીનનાં,
તોયે ટેક ન વીસારી, મારા૦
લઘુતાઈ છે સૌથી મોહોટી,
જોઓ વેદ વિચારી હેજી,
ગુરૂ ગણપત ગોવિંદને ગાવા,
પ્રગટ કહ્યું પોકારીરે. મારા૦

## ભજન ૫૬.

મરજીવા રસ માણે મારા સંતો,
મરજીવા રસ માણે હેજી, ટેક૦
કઠણું દુધ છે વાઘણુ કેરૂં,
પીવા ઇચ્છા આણે હેજી,
નીજ બાળક વીણ કોઇ જન ચાહે,
પ્રાણ તજે તે ટાણે. મારા૦
મહા રોગ જેના મનમાં
ભુખ્યો રહે ભરે ભાણે હેજી,
અમર અજર રસ કેરાં સુખતો,
વીરલા વાતો જાણે. મારા૦
ગુરૂ ગમ વિના ગોથાં ખાશો,
પટકશો પારસ પાણેરેજી,
હરી હીરો રદયમાં રાખો,
જેને વેદ વખાણે. મારા૦
જનમ મરણનું દુખ છે જબરૂં,
પુરવનું પુન્ય પ્રમાણે હેજી.
સાકુટનું ધરા તે શું સમજે.
મુરખા મનને તાણે. મારા૦
સીર સાટે સદગુણ સેવે,
પામે પદ નીરવાણે હેજી.
ગણુપત ગુરૂ ગમ જે જન જાણે,
આગળની ઓળખાણે. મારા૦

## ભજન ૫૭.

ક્ષમા ખડગ કર ધારો મારા સંતો ક્ષમા ખડગ કર ધારો, ટેક

સત સમશેરને બાનું બખ્તરથી, જ્ઞાન ઘોડા અસવારો હેજી;
લક્ષ લગામ ને પ્રેમ પલાણુાં, ચિતને ચાબખ મારો; મારા૦
ધીરજની ઢાલ ભજનનો ભાલો, સતનો બખ્તર સારે હેજી;
કાયા નગરમાં મન મેવાસી, વેગેથી વીડારો; મારા૦
કામ ક્રોધને મોહ મમતએ, વેરી તમારાં વારો હેજી:
જો જીત્યાતો જગ જશ પામો, હારો તો નરક સીધારો, મારા૦
વિચારમાં આયુષ વહિ જાશે, એનો શો ઉધારોજી;
જુગ જેવી પળ એક જાય છે, ગુરૂનું જ્ઞાન વિચારો; મારા૦
આ ભવમાં આતમ આવ્યો, એને તો ઉગારો હેજી;
ગણુપત કે ગોવિંદ ભજો તો, આવે દુખનો આરો; મારા૦

## ભજન ૫૮.

દીવસ થોડાને જાવુ દુરરે, પંથીડા પ્રાણી
દીવસ થોડાને જાવું દુરરેજી;
સંતો ભાઇરે ઉઠયા ઉતાવળાને જુલારે પડીયા તો,
થયું છે અતિ અસુરરે; પંથીડા૦
સંતો ભાઇરે પરવરતાંમાં આવીરે પોગ્યો તો,
કાળ કઠણુ વેહેરી ક્રુરરે; પંથીડા૦
સંતો ભાઇરે કોટી જનમ થકી બીજડાં વાવ્યાં તો,
ઉગ્યા નહિ અંકુરરે; પંથીડા૦
સંતો ભાઇરે આરે સંસાર છે સુપનાની બાજી તો,
જુઠો જાણો જરૂરરે; પંથીડા૦
સંતો ભાઇરે કોટી જન્મ થકી કષ્ટ પડે છે તો,
ભાવ ભર્યો ભરપુરરે; પંથીડા૦
સંતો ભાઇરે અતિ વીકટ છે મારગ આડા તો,
હુંટાયા કહી થરરે; પંથીડા૦

સંતો ભાઇરે કે ગણુપત તમે ગોવિંદ ભજી લ્યો તો,
નર હરી રાખે તુરરે; પંથીડા૦

## ભજન ૫૯

સમરી લે સરજનહારરે, પંથીડા પ્રાણી
સમરી લે સરજનહારરેજી; ટેક૦
સંતો ભાઇરે નાભી કમળથી સુરતાને સાધી તો,
ગગન મંડળ મોઝારરે, પંથીડા૦
સંતો ભાઇરે સુન્ય શીખરમાં ભમર ગફા છે તો,
ત્યાં રહેવાનું ઘરબારરે; પંથીડા૦
સંતો ભાઇરે ત્રીપુટી કમળમાં જોતીરે જળકે તો.
તે શું મેળવ્યા એક તારરે; પંથીડા૦
સંતો ભાઇરે શ્વાસુશ્વાસે સમરણ કરી લે તો,
મટશે તે જમનો મારરે; પંથીડા૦
સંતો ભાઇરે જન્મ્યા પેલું જેણે પય જમાવ્યું તો,
માતાના તંત્ર મોઝારરે; પંથીડા૦
સંતો ભાઇરે કરતાગે કાયા કેવી બનાઇ તો,
એનો ભુલ્યા ઉપકારરે; પંથીડા૦
સંતો ભાઇરે ગણુપત કે ગુરૂ દેવ મળે તો,
સેજે તરો સંસારરે; પંથીડા૦

## ભજન ૧૦

અખંડ અનાદીરે, અનુભવી જે હસેરેજી
કરશે તે તો ભકતી કેર કાજ, સદગુરૂ સેવો સાચા સંતનેરેજી
મહેલી જેને લોકડીયાની લાજ. અખંડ૦
સદ ગુરૂ સબ્દેરે, કાળજ શોધીયુંજી.

પ્રગટ્યો જેને પુરણું બ્રહ્મનંદ, મન જેનુ માન્યુંરે;
સદા સત સંગમા રેજી, પડે નહી પાછો કદી ભવ ફંદ; અખંડ૦
પ્રેમ તણો પ્યાલોરે, પીધો જેને પ્રીતથીરેજી:
રાખી જેને રૂદીયામાં રૂડી રીત્ય, સીરને તો સાટેરે;
સેવો સાચા સંતનેરે, હોય કાં પૂર્વ જન્મની પ્રીત:   અખંડ૦
ભક્તીનેતો ભાવેરે, ભુદર ભેટીયો;
ભાંગી જેના મનડા કેરી બ્રાત ગુરૂને પ્રતાપેરે ગણુપત ગાય છે
રાખો કાંઇ આપ ચરણુમાં દાસ.   અખંડ૦

## ભજન ૬૧

અનુભવી આવોરે, આપણા દેશમાંજીરે,
ભાવ થકી ભજીએ શ્રી ભગવાન દેશની તો વાતોફ.
દલ થકી દાખીએરેજી હરખે તો કરીએ હરી રસપાંન   અનુ૦
મગજીવાને ત્યારે ત્યાં મોજો મળેરેજી,
પાપીને તો બાંધીમારે છે માર, ધર્મ કર્મનીરે,
ધરી જ્યાં ધારણા વૈશ્નવનો તો વરતે છે જેજેકાર   અનુ૦
અખડ ખુમારીરે, ચડી રહી અંગમાંરેજી,
રોમેરોમે થઇ રહયો રણુકાર, જીવ થાય શીવરે,
જુગતીને જાણુતાંરેજી તેજ તણો મળો રહ્યો એકતાર   અનુ૦
શ્રશેને સમેટીરે, ભળો સતસંગમારેજી,
ધરો તમે જગતપતિનું ધ્યાન આદિ અંતે મધ્યરે,
માની લે જો માનવીરેજી, ગુરૂ ગણુપતનું એવું છે જ્ઞાન   અનુ૦

## ભજન ૬૨.

ભગતી તો ભાવ વિના નહી આવેરે,
ગુરૂ ગમ કયુ પાવેરે   ગુરૂ—ટેક.



પ્રથમ હરી ગુરૂસંત ન સેવ્યા,
મરને અનેક વાનું બનાવે.
ગરૂ ગમ જ્ઞાન શબ્દ સુધી નાવે,
મરને પ્રેમ મગન થઇ ગાવોરે ગુરૂ૦
ચળેલ પુરૂષના સ્વપનામાં ના આવે,
મરને પાટે જોત્યું જલાવે,
મનના મેલાને અંતરના બીના,
ઇતો પીર થઇને પુજાવે. ગુરૂ૦
મનના મેલાને ચાલક ફેલા,
એને સત ગુરૂ શું સમજાવે,
મેલી મરજાદા ચાલે ઉમેલા,
ઈતો બીતુંમાં ભટકાવેરે. ગુરૂ૦
કુગવાની સંઘાથે કણુંગી આવે,
સાંન સંતા કેરી નાવે,
દાસ હાથી કે જેણે સંત ન સેવ્યા,
એતો નિશ્ચય ચોરાશીમાં જાવેરે ગુરૂ૦

## ભજન ૧૩.

ભક્તિ કેરો મારગરે, ફુલાં કેરી પાંખડીરે જી
સુંઘે તેનો સ્વાદ રે હાં,—
કરણીના હીણા રે શુરા થઇને ચાલશે રે જી,
અને કાયર ખાશે મારરે હાં ભક્તિ૦
ધરણીના ધીંગારે, શુરા નર જે હશેરે જી,
અને મરજીવા ખેલે મેદાન રે હાં. ભક્તિ૦
સ્વાદને સુંધ્યારે, ગોપીચંદ ને ભરથરી રે જી,
જેને મનમાં ઉલટયો વૈરાગરે હાં. ભક્તિ૦

ગુરૂને પ્રતાપે રે, જેહીરામ બોલીઆ રે જી,
દેજો દેજો સંતોના ચરણુમાં વાસરે હાં. ભક્તિ॰

## ભજન ૬૪.

આ કળજુગમાં કોઇ નર ઉગર્યા, ભકિત સર્વથી છે ન્યારી;
અસ્થીર મનને સ્થીર કરી સ્થાપો, ભુલ્યા નર થાશે પુજારી
પરનારી શું પ્રીત કરીને, થાય નરકના અધીકારી આ કળજુગ
પતિવ્રતાને પાય લાગતાં, હશે કોઇ નર કે નારી,
સતિ હશે તે સન્મુખ રહેશે, અનેક જન દીધા તારી, આ કળજુગ
આપને ગોતો અમર રહેશો, ભોગી નહી બાંધે ભારી,
અંતકાળે તો એકલું જાવું, તેમાં કોઇની નહી કારી આ કળજુગ
સાચે મને સત ગરૂને દીલડાની દુગ્ધા ટાળી.
જેઠીરામ ચરણે દાસ દેવીઓ, સમજી લેજો નરનારી આ કળજુગ

## ભજન ૬૫

પંડિત પુરાણીરે, કુરાની તમે ક્યાં જોવો,
ભણીને શું ભાળ્યું રે, અજ્ઞાની અથડી મુવો;
પોથી વાંચી પરને દેખાડે કરે, ઉદરનો ઉપાય,
કહેણી કહે ને રહેણી ન રાખે, તેણે અર્થ શો થાય,
સાચા શું કોડે ભાગે, પુંઠ તમે ધારી જુઓ પંડીત॰
ગુરૂ થઇને જ્ઞાન બતાવે, ફોગટ ફુંકાવે કાન,
શીક્ષ પાસે સેવા કરાવે, તોય ન આવે સાર;
પ્રેમ પુરૂષ જાણ્યુંનેરે, કાયર જેમ લાગે જુવો. પંડીત॰
ટોપી પહેરીને તીલક કર્યાં રે, બેરખા રાખે બેજોડ,
ધોતી ધુવે ને પોતે પખાળે, ખોટા થઈ કહે ખોડ;
માયાના અંધારેરે, અલ્યા તું તો અથડીને મુવો. પંડીત॰
તીલક તાલ પાખંડ કરે છે, આતમ ચીન્યા વીના ફોક

મોતી પ્રતાપે નારણુ કહે છે, પાખંડ કરે સૌ લોક;
બ્રહ્મ નવ જાણે, જ્ઞાની આપ શોધી જુવો. પંડીત૦

## ભજન ૧૬

વારૂ મારા વીરારે ન કરીએ સંગ નીચનો રેજી. ટેક૦
નીચપણું નક્કી નરક લઈ જાય વારૂ મારા૦
આકડીઆનાં દુધ અતિ ઉજળાં રેજી,
તે પીધે તુરત મૃત્યુ થાય. વારૂ મારા૦
દુધડીયાં મંગાવોરે, ગવરી ગાયનારેજી,
સાકર ભેળે સ્વાદ અતિ ઘણો થાય. વારૂ મારા૦
બાવળીઓ કંટાળોરે અતિ અળખામણોરેજી,
તેને સંગે અંગને વસ્ત્ર ઉજરડાય, વારૂ મારા૦
આંબલીઆની છાંયારે, અતી રળીઆમણીરેજી,
તેને સેવે ફળની પ્રાપ્તી થાય. વારૂ મારા૦
ગુરૂને પ્રતાપેરે, જેઠીરામ બોલીઆ રેજી.
દેજો અમને સંત ચરણુમાં વાસ. વારૂ મારા૦

## ભજન ૧૭.

રહોને પદનાં પલ ઘડી, તમો રહો આજની રાતડીઆં
મારા દીલની ગજ વીનતી, કરીલ્યો હંસા વાતડીઆં. ટેક૦
કમર બાંધીને ચાલ્યોરે હંસો, કાયા નગરી તરછોડીં
મૃત્યુ લોકમાં હુવાં સંગાથી, આપ્યા આપણુ દોડે જોડી. રહોને૦
આ કાયાને લાડ લડાવ્યાં, બહુ જતન કરી જાળવીયાં.
તમે ભારભરી હાલ્યા પ્રાણીઆં, અમને કામે ભળાવીઆં રહો
કાયા સુંદરી રૂવેરૂદન કરી, અમે અબળાં બળું તરવરિઆં
વાલે અમને મેલ્યા વનમાં, ગયો આત્મા રડવડીઆં. રહોને.
સગુ કુટુંબ તને લુંટવા લાગ્યું, સોળ સેવાધાં સજ કરી.

તમે રાણીઆ ચાલ્યા પ્રાણીઆ મસાણુ ભોમીપર જળીઆં. રહોને.
આપાર ઉપાધી છોડો પ્રાણીયા, ઉજડ કરોહો ગામડીઆં,
દાસ જેરામ રામને ચરણે ગુરૂ બાય ચરણે પડીયાં. રહોને

## ગોરખનાં ભજન. ૧૮

મંનસા માલણીજીરે, ગોરખજાગતા નર સેવીએ,
જાગતા નર સેવી પે, તુને મળે નીરજન દેવ—ગોરખ૦
પથર પુજે હર મલે તો, મેં પુજુ ગીરીરાય.
ઓ પહાડકી ચકી બનત હે, પીસ પીસ જગખાય-મનસા.
રે માલન લાવી કુલડાંરે એનો કળીએ કળીએ જીવ.
ઓહી પુલ દેવનકુ ચડતરે, દેવ જપો તે શીવ.-મનસા૦
માલણુ લાવી પુલડાંરે ધર્યાં દેવની પાસ,
ઓ દેવનમેં સાચ હોય તો કેમ ન આવે પાસ-મનસા૦
ટંકણુ દઇ પથર ઘડયો ધરયો છાતીપર ચાપ,
એ દેવમાં જો સાચ હોયતો ઘડનારાને પાપ-મનસા૦
એ પથરના દેવને દીજે જલમાં ડાલ.
આપે બુડે તે કોને તારે કોણુ કરે સંભાળ-મનસા૦
પુજારીના એસી આલા ઠાકર ઠામે ઠામ,
બંધીવાન મંદિરના ઠાકર કહેવાના ભગવાન—મનસા૦
સેવ સુંવાળી રાંધીને ધરી દેવની પાસ,
જમનારો તો જમી ગયો ને દેવને નાવી વાસ—મનસા૦
એક ભુલ્યો, દુજો ભુલ્યો, ભુલ્યો સબ સંસાર,
એક ન ભુલ્યો જોગી ગોરખો કરી ભજન આધાર—મનસા૦

## ભજન ૧૯

ઉડો કુવો સંતો જળ વીના નિત્ય ભરે પાણીઆરી.

અસત જુઠું નવ બોલીએ બ્રહ્મા જુવોને વીચારીરે—ઉડો૦
હેઠે કુંભાર ઉપર ચાકડો તે મેં ફરતાં દીઠો,
કીડી કેરારે નેત્રમાં હસ્તી જાતાં મેં દીઠા—ઉડો૦
નદી કેરાં નીર ઉલટયાં જઇ પરવત ચડીઆં
હરણે પાસો બાંધીયો માંહી પારાધી પડીઆ—ઉડો૦
હેઠે ભમર ઉપર કમળ છે માળી છાબમાં દીઠો,
તેનો પ્રેમલ વાયરો ચૌદ લોકમાં મીઠો—ઉડો૦
હેઠે ગાગર ઉપર પનીઆરી તે મેં ભરતાંરે દીઠી,
ગોરખ બોલ્યા વીનતી વાણી છે બહુ મીઠી—ઉડો૦

## ભજન ૭૦

એરણુ અજબ બનાયા મેરા સતગુરૂ,
એરણુ અજબ બનાયા;
આગ મીલા કર એરણુ થાપી,
ઘડીઆ તાર મીલાયારેજી;
ઉલટા પવન ચલાયા. મેરા સત૦
હરદમ હથોડા સુરતા નીસરણી,
શી અકલ અકલ મીલાયા;
કબુધી કાટે કેરાળકડા જલાએહેં,
આતમકુ ખુબ તાયા. મેરા સત૦
સત કેરા સાયબ પ્રેમરસ પાયા,
તે મારી તલપ બુજાયા;
મમતા મારી ભલા વશ કીયા,
આતમકુ સુખ આયા. મેરા સત૦
નાભી કમલપર નાવ ચલત હે,
તીકાટી ધ્યાન લગાયા

મચ્છંદર પ્રતાપે ગોરખ બોલ્યા,
અમર આરા થપાયા. મેરા સત૦

## ભજન ૭૧.

ચાંચ પાંખ નહી કાયા, એક પંખી નજરે નહિ આયા.
અજબ શહેરથી હંસા આયા મોતીડા શું ગાયા,
છઠે માસ ગુરૂ જ્ઞાન બતાયા તમ ગુરૂ અને હમ ચેલા—ચાંચ.
વીના પાળ એક સરોવર ભરીયું નીર નજરે નહી આયા,
ગુરૂ હમારા બોત રંગીલા ત્યાં બેસ કર નાયા—ચાંચ.
મુળ એક તારો વરખડીઆં ડાળ પાત્ર નહી છાયા,
ગુરૂ હમારા બોત જ્ઞાની ત્યાં બેડકર ફળ ખાયા—ચાંચ.
એક ગુરૂને પાંચ ચેલા પચીસ જોગણી લાયા,
એક અચંબા એસા હુવા બેટી બાપકુ જાયા—ચાંચ.
વીના સુંઢ હસ્તી દેખા પાંઉ નજર જડી આયા,
મચ્છંદર પ્રતાપે ગુરૂ ગોરખ બોલ્યા;
એ પંખી નજરે ન આયા—ચાંચ.

## ભજન ૭૨.

સોહી માણેક મોરી નજર મેં આયાજી
જ્યારે દેખુ છાયા તેરી રામ,
જ્યારે દેખુ દાતા મેરે રામ. સોહી૦
ગવરીનો પુત્ર ગણેસ મનાવોરે,
હેતે હાલ ઝુલાવો રામ સોહી૦
બાવન બજારૂંને ચોરાશી ચૌટાં,
મારા સતગુરૂ રમીઆં રામ. સોહી૦
તલભર તાળાં રજભર કુંચી,

મારા સત ગુરૂએ ખોલ બતાયા રામ. સોહી૦
સંસાર સાગર મહા જળ ભરીઓ,
નારૂડે તાર મીલાયા રામ. સોહી૦
આરે દેવલ છોડી કરીને,
દુજા મહોલ બનાયા રામ. સોહી૦
મચ્છંદર પ્રતાપે જતી ગોરખ બોલ્યા,
ખોજા નરસો પાયા રામ. સોહી૦

## ભજન ૭૩.

ડાપણ તારૂં જાણ્યુરે, ડાહ્યો ડાહ્યો તું થામાં (ટેક)
જ્ઞાન સુધારસ મુકી આખર, માયા વિસ્ટા ચહામાં
રંગ રાગથી રીઝે ઘડીમાં ઘડી વૈરાગે ઝુઝે;
તાણા તાણથી પાપી ચેતન,
રઘવાઓતું થામાં ડાપણ૦
ચેતન જાણે ચડુ ગગનમાં, મન પકડી પટકે છે.
ધીરે ધીરે સાથ્ર સાધના આખો લાડુ ખામાં. ડાપણ૦
નવીન બાપડા નાથ ચરણ ધર, આડો અવળો જામા;
દીન બંધુમાં રાખ્ય ભરોસો,
ખાલી ખાસડા ખામાં. ડાપણ૦
મનજી મિત્ર ઘડી માફ રાખ્યને, બાપ પગે પડી વીનવું;
છોડય નાડયને હવે અનાડી,
પાતક પ્યારો પામાં, ડાપણ૦
ધાન્ય ઘરોને ધન જન રમણી ભલા ભલાએ મુકીરે,
તારી ગતી તું લે સુધારી, જીવ બીજામાં પ્રોમા. ડાપણ૦
અલખનીરંજન ચિદ ઘન સંગી, ચેતન આત્મારામીરે
પાપે ડુબી ગંગા મુકી, વૈતરણીમાં નહામા. ડાપણ૦

## ભજન ૭૪.

અવીચળ કોઇ નહીરે, મનતુ આકર કોની આસ (ટેક)
સ્વપ્નવત સંસાર દીસે, સમજપદ અવીનાસ અવીચળ.
આપ સુળને સ્થુલ સુક્ષ્મ, વઇરાટ ચૌદ લોક;
બ્રહ્માંડ દીસે વણસતું માંડણી માંડીતે ફોક. અવીચળ૦
કલ્પનાએ કહીએરે, વાણીએ કરીએ જેહ;
કાલ કરતવ્ય જેટલું, ભાઇ અંતે વણસે તેહ. અવીચળ૦
સનીપાત શરીરનો સમયે ન પ્રગટ થાય,
ભુવન કેરા ભુપતિને ઘર તજી વન જાય. અવીચળ૦
ચાર વરણને ચાર આશ્રમ અવસ્થા છે સાર,
તેને અધીકારે ઉપદેશ દેવે ગ્રંથનો એ વિચાર. અવીચળ૦
વૈરાગ અંજન ગુરૂ આંજે ત્યારે ઉઘડે આંખ,
પડળ સઘળાં પરાં થાએ શાસ્ત્ર પુરે સાખ. અવીચળ૦
અવિદ્યાને ઓળખી વિદ્યા વડે કરે નાસ,
પછી વિદ્યા મુકી મધ્યે ઉપજે સંન્યાસ. અવીચળ૦
દ્વૈત સઘળુ ટાળતાં અદ્વૈત થઇ રહે ત્યાંય,
મહા મંત્ર ખરા પુરસનો હર્સની ગૃહલાય. અવીચળ૦
થાતાં તે થાએરે નહીરે, જાનાં ઝટ નહીં જાય;
પિંડ પરમાત્માતે જેમનો તેમ સહાય! અવીચળ૦
દેહ ભાવે ન દેખીએરે, આત્મ ભાવે નિત્ય;
એળે સમજણ બુડીયોરે, અનુભવીની રીત. અવીચળ૦

## ભજન ૭૫.

તારા મનમાં જાણે છે જે મરવું નથી જો,
જેમ પીપળના પાનને ખરવું નથી જો. (ટેક)

અરે જે ઠેકાણે ઓઢાડી મંગળ ઘાટડી જો,
તેજ ઠેકાણે બંધાશે તારી ઠાઠડી જો. તારા૦
જે ઠેકાણે વાજીંત્ર તારાં વાગીઆં જો;
તેજ ઠેકાણે લેવાસે તારાં છાજીઆં જો. તારા૦
તારે પ્યારી બિના કેમ ચાલસે જો,
ચુડો ભાંગીને એને ખુણે ઘાલશે જો. તારા૦
જે ઠેકાણે લખી કંકોતરી જો;
તેજ ઠેકાણે લખશે કાળોતરીજો. તારા૦
રૂસીરાજનાં વચન સત જાણજો જો,
હરી ગુણ હરખે શું વખાણશે જો. તારા૦

## ભજન ૭૬.

હાંરે તેતો મનખ્યા જનમ ગુમાવ્યો,
તેતો ફોગટ ફેરો ખાયો હે;
નરનામ ન જાણ્યું તેં રામનું (ટેક)
સુઇ સુઇ સારી રેન ગુમાવી,
દિવસ ગુમાવ્યો ખાઇ;
હીરલા સરખો જનમ ગુમાવ્યો,
હીરો કોડીને બદલ જાય. નર૦
સુખીયા મરે સુખ ભોગવી,
દુઃખિયા મરે દુઃખ રોઇ;
જનમ સ્નેહી છે નેડા રામનો,
તેણે સુખ દુખ સહીઆ સોઇ. નર૦
સુખ દેખી મત રાચીએ, વીપત પડે મત રોય;
સંપત વિપત દોનું એક છે;
કિરતાર કરે સો હોય. નર૦

ઉગ્યા તેતો આથમે, ફુલ્યા સો કરમાય;
ચડે પડે દહાડો નમે, લખ્યું ન મીથ્યા થાય. નર૦
માતા મન જેમ બાળશું, મીન તણું જળમાંય;
ઘડી એક વીલા જો પડે,
તો તલપ તલપ જીવ જાય. નર૦
અનલ પંખીને વેગ ઘણો, ઉડી આકાશે જાય;
દ્રષ્ટી થકી ફળ નીપજે.
એનો સાર કહ્યો નવ જાય. નર૦
જેસો રંગ પતંગકો, તેસો હે સંસાર;
રામ નામ રંગ એક છે,
રાહીદાસનો પ્રાણુ આધાર. નર૦

## હરદાસનાં ભજન. ૭૭.

નાદાનસેં ઇનસાન, કભુ આસનાં કરનાં
જો દીલકા દગાબાજ, સંગ કરનાં તોબી ડરનાં (ટેક)
દીન ચારકા મીજમાન, સુકર ચલજાનો હેદો યાર;
ડરનાં ખુદા કે કોપસેં, પાઊં દેખ દેખ ધરનાં નાદાન૦
હરમત રહે જયું અપની, ઇતમાં કરાવે કામ;
કમરકું તુંબા બાંધકે, દરીઆકું તરનાં. નાદાન૦
જીસકાજો સુકન સારૂ નહી, કુડેસે દગલબાજ;
બેઇમાનકે નર ફૂસે, કઈ માનતો નબે કરનાં. નાદાન૦
હરદાસ હુકમ માન, બાત સારકા સદાઈ;
સાચી લગનમેં સાહીલો, સાઇકું સમરનાં. નાદાન૦

## ભજન ૭૮.

ગુજરેગી ઉમર સારી ધંધે મેં ધ્યાન તેરા;

બાહરે બતી લગાઇ, ભીતર રહ્યા અંધેરા. ગુજરેગી૦
સંસાર જાન સપને જેસા, હેંજી ધનમેં ક્યું ઘેરા;
ઉઠ જાગેરે અજાના, તું સુનતા હયકે બેરા. ગુજરેગી૦
જીજીકે જોરસેં ચલતા, શિરપે કાલકા હે હેરા;
માર ખાયગા મરજાયગા, પછે બોત ફરેગા ફેરા. ગુજરેગી૦
હરદાસ સાફ દીલકે, લીયા રાત ગુરૂકા સેરા;
એક પલમે પાર ઉતરે, નામ ક્યા હય તેરા. ગુજરેગી૦

## ભજન ૭૯.

અપનાં દીલ સમજા નહિં તો,
ઓરકું સમરના સો કીયા,
જીસકી નજરમેં ઝેર હય,
ઉનકે ઘરે જાના સો ક્યા;
ઘર જાય જીનકે માન નહિ,
ઉનકે ઘરે જાના સો કયા. અપના૦
જીસ ચીજમેં લીજત નહી,
ઉસ ચીજકા ખાનાં સો ક્યા;
જીસ રાગમે મજા નહીં,
ઉસ ગીત કો ગાના સો કયા. અપના૦
ભીતર ન ભેજા પ્રેમકા,
બહાર ધુલવાળાં સો ક્યા;
દોજખ જફામેં ડુબતા,
તો રાખનાં છાનાં સો ક્યા, અપના૦
સુને ગમાઇ સાહીબી,
અબ જાગ પસ્તાના સો ક્યા;
ભુલા ઉસકે નામકો,

પીર બીસ્ત કે નહાનાં સો ક્યા. અપના૦
નાશયત નર લગી ઉન જીવકાં,
અગેસે અથડાનાં સો ક્યા;
ગાફલ ન બુઝે ગ્નાનકો.
પીર ઉનકો બતલાનાં સો ક્યા. અપના૦
હરદાસ હરદમ સાંઈકો,
કર યાદ ગભરાનાં સોક્યા;
વાલે વસીલે હોયથે,
દુનિયાંસે ડર જાનાં સો ક્યા. અપના૦

## ગંગદેવદાસ.

### ભજન ૮૦.

નુરદુરગા પર વારી ખાવિંદ નિતિની ચડે અસ્વારી,
હુકમ કરો તો રહીએ હજુરમાં નુરદુરગા પર વારીજી—ટેક
પાંચ તત્વકા બન્યા બંગલા દશમાંહી મેળી બારીજી
અરીન્નાસી તો આવેને જાવે શરભંગીના યારી નુર૦
છાંયાની સાથે સમપણ કીધું તન વીધાણું ગુરૂ બાણે
ભવ સાગરથી તારી લીધાં વાલમ તારે વાણે નુર૦
પુરબે તો પીર પોતે પધાર્યો નકલંગ નેજા ધારી
લીલાં ને પીળાં નીશાન ફરકે દરગા ઉપર વારી. નુર૦
પ્રીત વીના પ્રમોદીને જેને ખાંડ લાગે તે ખારી
હેત વિના હરી હાથ ન આવે હેત તણી બલિહારી. નુર૦
આતમ ચીન્યો આતમા તેણે દીલની કુમજા ટાળી
ગંગદેવ દાસ માહુરાને ચરણે અલખધણીઓ ઉગારી નુર૦

## ભજન ૮૧.

પ્રભુ વાલા પીર પાદશાહ,
ધુન ધણી મેં ધાર્યો, ધુન ધણી મેં ધાર્યો
એવો પ્રગટ પરચો ભાળ્યો,
પ્રભુ વહાલા પીર પાદશાહ—ટેક.
આપ ન સુજે પથરા પુજે આંખલડીએ અંધારે
અંતર જોતી અળગી મેલી દીવડીઆ શું બાળો—પ્રભુ૦
ઘોળામાંતો ધુળ લગાડી ખુબ બતાવ્યો ડારો
અઢાર વરણુ એક પ્યાલે નુરી જન નજર ભાળ્યો—પ્રભુ૦
ગંગદેવ દાસ ચરણું પ્યાસી નેનમાં નેન મીલાયો
મેર કરીને મંદીર પધાર્યા હેને હરી ગુણુ ગાયો—પ્રભુ૦

## ભજન ૮૨.

## તુલસીદાસ

આનંદ કંદ અજોધ્યાના નાયક જાનકી ભુજવામ
પોઢે સુખ સેજ સીતારામ ટેક
પ્રભુજીને કનક મંદીર પુરપસેજા કોટી ઉદય ભયભાન
દેવતા સરવે ચોકીયે સનમુખ આયે હનુમાન પોઢે સુખ.
શેષ સ્મરણુ કરતા નીસદીન ધરત શંકર ધ્યાન
ભરત ગજન રામરાજા સકળ પુરણુ કામ. પોઢે સુખ.
સરજુ કીનારે અજોધા નગરી જયાં બીરાજત રામ.
કૌસલ્યા સુત સેજે પોઢે નવલ સુંદર શ્યામ. પોઢે સુખ.
સુવરે ચંદન અંતર અરગજા કનક ડબા ભરપાન
દાસ તુલસી લેકે ઠાડે મેવા દ્રાક્ષ બદામ. પોઢે સુખ.

## ભજન ૮૩ જગાડવાનું

જાગો હરી જગના જીવન પ્રાણ જાગો મારે સાચુ ધરેણું શ્યામ
વીઠલ વેલા જાગો. ટેક
માતા જગાડે જાગો કાનુડા ગાંદરે ઉગી ગાય
સાથ સામા સાદ કરે છે માવેય મેળા થાય વીઠલ.
વીઠલ વનમાં મોરલા બોલે સુખે થયું સવાર
વેદની વાણી બ્રહ્મા વાંચે પુજા સો પ્રભાત વીઠલ.
ચરકરડાં ચગ ચગવા લાગ્યાં ચકવા મેળા થાય
વેણુ વગાડો ધેન ચરાવો ગોપીઓ મંગળ ગાય વીઠલ
દેવીઓ ભગત મુક્તી માગે દાસ કેરો દાસ
દરસન દેજો પરસન રહેજો, વૈકુંઠ કેરો વાસ. વીઠલ.

## ભજન ૮૪.

રામને ભજ્યા વિના પ્રભુને ભજ્યા વિના
જાતી રહી જુવાની ટેક. ટેક.
સરોવર દેખી હંસે લીધો વીસામો ભાઈરે
આ મ થયો મારો રાજી
હરીજન હંસલો જાણે હાલવા લાગ્યો
ત્યારે પરદેશી માળારે પેખી. ૧
જુવાની જાતારે તુંને કોઈ નવ સુજ્યુંરે
ઘડપણ આવ્યું છાનું માનુરે. ૨
કાળા મટીને ધોળા આવ્યા ભાઈ
આવી મોતની નીશાની. ૩
કંકુ વરણી કાયા કામ નહી આવે
કેસર વરણાં તારાનુર

મુવા પછી તુને સળગાવી દેશે
ત્યારે ઉડી જાય છે તારી વાણી. ૪
જરા પોંચીને તુને જમડાએ ઘેર્યો ભાઇ
રે વાંસે આંસુડાની હેલી
જોધા પ્રતાપે ભણે ભગવાન દાસ
રંગ તોરી આમાં રેલી રે રામ. ૫

## ભજન ૮૫

રૂડા રામને મનાવો ગુરૂપતિ દેવને મનાવોરે હેજી
જીરે સાયર જળ ભરીઓ. ૧
રાજા કુંડા એની પ્રજા કુંડી
કુડા કળજુગના મેહુલીઆ હોજીજીરે ૨
નર કુડા જેની નારીઓ કુડી
કુડા કળજુગના નેડા હો, જીરે ૩
કાલર ભોમીમાં ખીજમતવાલો
પણ જો તરીએ ગાડા લાવો હો જીરે ૪
ખારા સમદ્રમાં મીઠી એક વીરડી
ભવસાગરમાં રૂડા હીરા હો જીરે ૫
કે પાલણશી નુગરો વન ફરવો
અમીરસ ઘોળી ઘોળી પીવો હો. જીરે ૬

## કુંભારાણાનું ભજન ૮૬.

એ ભલો ભલો મેવાડનો રાજા રાણો કુંભોજી
કુંભારે સરીખોરે હરીજન હેતે મળારેજી
ઓતર ખંડમાંથી ચારણ આવ્યોરે હાં
અને આવ્યો આવ્યો કુંભા તારે મોલરે એ ભલો૦

રૂપુ માગોતો ગઢવી સોનું આપુંરે હાં
અને આલું આલું ગરથને ભંડારરે. એ ભલો૦
સોનું રૂપુ મારે અંત બરોરૂ રે હાં,
હું માગું કુંભા તારી રાણીરે. એ ભલો૦
અસત બોલું તો મારૂં સત હારૂંરે હાં.
અને સુના સુના મોલ તમારારે. એ ભલો૦
સાંજ પડી સતીએ દીવડીયા રચાવ્યારે હાં.
અને મોલે આવ્યો ગઢવી ચારણરે. એ ભલો૦
હરતા ફરતા ગઢવી વેણુ લાવ્યોરે હાં.
અને જ્યારે જુવે કુંભો રાણોરે. એ ભલો૦
સવાર પડીને ચોરે ચારણ આવ્યોરે હાં.
અને સુતો માલાને જગાડયોરે. એ ભલો૦
કરજોડી ગઢવી પાય લાગ્યો હાં
અને સાચું સાચું ધરમ તમારૂંરે એ ભલો૦
માલદેની કુવરી સતી લીલાવતી બોલ્યાંરે હાં
અને મારા હરીજનનો અમરાપરમાં વાસરે. એ ભલો૦

## ભજન ૮૭

કુંભારાણા આપણે સાયએ જ્યારે સષ્ટી રચાવીને
જ્યાં આઠ કુળ પરવત નવ કુળ નાગ.
સતની દોરી મેઘ ધારવે ગરાઇહેજી,
ત્યારે નુરીજન પોગ્યા સોઇ નરવાણાં,
સત વિશ્વાસે સદાય મુની સીધારે હોજી. ટેક.
કુંભા રાણા દીલીનો સઘ જ્યારે દારકાં ચાલ્યો હેજી,
ટકો આપ્યો રોયદાસ ચમાર—
સોનાની ચુડીએ સતીએ હાથ ભરાયો,

ચુંદડી મોડીઓ આવ્યા આપો આપ. સત વિશ્વાસે૦ ૨
અને કુંભારાણા સંધરે જેસંગ નવાણ ગળાવીઆં,
પાણી નાવ્યાં ટાંક લગાર;
મેઘ માયરે જ્યારે કાયા હોમાવીહુંજી
ત્યારે પાણી ભરે સોઇ પાણીઆર. સત વિશ્વાસે. ૩
અને કુંભારાણા રૂપી માતમ ધરે જામો રચાવ્યો.
ત્યારે પાટે પધાર્યા રૂપાદે નાગ,
કનક થાળનો કીધો વાલે કરંડીઓ.
હેરણાં હેરે માલદેરાય. સત વિશ્વાસે૦ ૪
અને કુંભા રાણા પોકા રંગમાં પીર રામદે સીધારેજી.
સાથે સીધ્યાં તોળલદે નાર.
દેવળ ચણાવી ધરમની ધજા બંધાવીજી
અને ધન્ય ધન્ય અજમલ ઘર અવતાર. સત વિશ્વાસે૦ ૫
અને કુંભારાણા દેલડી નગરમાં ત્રણ સુની સીધારેજી.
રાવતો રણુસી ને ખીમડો કોટવાળ,
કાશીએ જઇને કરવત મેલાવીઆં,
બાંન છોડાવ્યા ચૌદ હજાર. સંત વિશ્વાસે૦ ૬
અને કુંભારાણા આપણે ધણીએ
જ્યારે જગત રચાવીઓજી
ત્યારે પાટે પધાર્યા નકલંગી રાજ.
મેઘ માકરો શબ્દ દાખવે.
સોઇ સંતનો અમરાપરમાં વાસ. સત વિશ્વાસે.

## શીળદાસ ૮૮.

જીરે સંતો આજ મંડપમાં આનંદ વરત્યોજીરે.
તમે જતીરે સતિ મળી જાગજોરે,

હે સંતો પ્રેમે ગુરૂજીના ચરણ પખાળોજી.
તમે મનરે વસ્તાં ફળ માગોરે હે સંતો આજ મંડપમાં: ટેક
જીરે સંતો પ્રથમ પારવતીએ શંકર પુજ્યાજી,
હતો નીજીયા ધરમને માટેરે.
જીરે સંતો ધન ધન માતમ નીજ ધરમના,
હતો સાટવીચું ચીરને સાટેરે,
જીરે સંતો બ્રહ્માને બ્રહ્માણી આવ્યાંજી,
હતો પરમાર્થે પરવરીયોરે;
હે સંતો હંસલો ગીતાનો હારદ લઇનેજી,
હતો ધરમ લાખેણાને વરીયારે;
હે સંતો ઇંદ્રને ઇંદ્રાણી પોતેજી,
હતો ઓળખીયા આદ સ્વામીરે.
હે સંતો અભેદાન ઇંદ્રને આપ્યાંજી.
ત્યારે વીશેની વેહના વામીરે;
હે સતો વૈલોચન બ્રહ્માની પાસેથી
રૂડો ધરમ રૂદેમાં ધારોરે.
હે સંતો પાછો વળીને શેન ન જોયુંજી,
તો હાથે કરી ભવ હાર્યા રે;
હે સંતો ભકિત ભોળાપણુ ભેળુ ન ચાલેજી,
તમે ખોજી થકો તો ખોજોરે
હે સતો શીળદાસ કે આ છેલ્લો જનમ છે,
એતો જોગ મળે તો જો જોરે

## કબીરનાં ભજન. ૮૯.

રામ નામ જપ જાણો સંતો રામ નામ જપ જાણો; (ટેક)
આતમ તત્વ પિછાણો, સંતો રામ જપ જાણો;

પૃથ્વી તેજ પવન ઓર પાની, ચારે ગગન સમાણો. રામ૦
કોણ મરે કોણ અવતરે ભાઇ, કોણ જીતે કોણ હારે;
જલકી લહેરી જલસેં ઉપની. કોણ તારે કોણ મારે. રામ૦
કાયા કુંભ લે જળમાંહી ધારયા, બાહેર ભીતર પાણી;
ફુટી. કુંભ જલસેં ભળીઆં સો ગત બીરલે જાણી. રામ૦
હરી અથાહ થાહચે પાયો, સાહેર સુપતા સમાણીરે,
ઢીંમર જાળ ડાલે કહા. કરહી, મીનહી હો ગયો પાણી. રામ૦
ગુરૂ બીનજ્ઞાન રામ બીન બોલે, મીથ્યા વાદ કહાવે,
કહે કબીર ગુંગેકી સમસા, ગુગા હોયસો પાવે. રામ૦

## ભજન ૯૦.

જા ઘર કથા નહીં, કીરતન નહીં સત નીં મીજમાના;
તા ઘર જમડે ડેરા દીના, સાંઝ પડે સમસાના જા૦
ફુલ્યો ફાગણ કહાંહી રતહે, કહા દીખ લાવન અંગા
એક પલમાં ફના હોજાયગા, જેસા રંગ પતંગા. જા૦
નાભી કમલસે નાવ ચલતહે, દ્વાદસ મીન ડેરાના,
અધર તખ્ત પર દેખા તમાસા, સત ગુરૂકીસાના. જા૦
વેહ વેરાગે ગુરૂ ગમ જાગે, સત ગુરૂ નામ નીસાના
સાધુ જનકી સેવા ન કીની, કીસ વીધ હોય કલ્પાના. જા૦
મેરી મેરી કર કર મૂરખ, મિટો નહીં માન ગુમાના.
કહેત કબીરા સુનો ભાઇ સાધુ, કીસ બીધ હોય કલ્પાના જા૦

## ભજન ૯૧.

સંતો જીવન મુક્ત હમારાજી, ના કછું સંસાના કછું ધોખા
કર્મ ભર્મ તે ન્યારા સંતો૦
પાંચ તત્તો હમહીં ચીન્હાં, હમહી ઠાડી કાયા.
જલ થલમેં હયે મેરા પસારા, સબ હે મેરી માયા સંતો૦

એમ સો ધુન રણુકારા, સોહી સમરન કીના;
ગુપ્ત પ્રગટ સબમેં રહેવે, સો ગત કો વીરહે ચીન્હા. સંતો૦
રહેત પુરસકી ખબર ન પાવે,
સાધુડાં ધરો ધર બોધ પ્રસારા;
જ્યોતી સ્વરૂપી નીરંજન,
ભજન કર રહ્યા હમારા. સંતો૦
ખુદ વાણીમાં કહી સમજાતું, સત્ય શબ્દ હમકી ભાખ્યા
સાધુ હોયસો સમજી રહેવે, સોઇ હમારી સાખા સંતો૦
અણુજ લોક બુઝે નહીંને, બુઝે તે હયે મંતા;
કહેત કબીર મેં કહેતી,
ભાખ્યું અગમ પાર અનતા. સંતો૦

## ભજન ૯૨.

સતો ભાઇરે ઉન ઘરકી મોહે સત સમજાયે.
જ્યાં ઘરસે બ્રહ્મા આયાજી (ટેક)
સતો ભાઇરે કાયા છોડ ચલે જબ હંસા,
તબ જીવડા કહા જાઇ સમાયાજી. સતો૦
સતો ભાઇરે કોઇ પુજે શીવ શક્તિકું,
કોઇક પીર મનાવેરેજી;
સંતો ભાઇરે અલખ પુરૂષકી આદ ન જાણે.
ફોગટ ફેરા ખાવેજી. સંતો૦
સંતો ભાઇરે બ્રહ્મા વિશ્નુ મહાદેવ સ્વામી,
પથરા નામ ધરાયાજી;
સંતો ભાઇરે ઉન પથરેકું કાલ ન વ્યાપે,
સુના મર મર જાવેજી સંતો૦

સંતો ભાઇરે ઘડીઆ દેવલકું સબ કોઇ માને
અણઘડ માને ન કોઇજી
સંતો ભાઇરે નુરત સુરતસેં જો કોઇ માને.
નિરભેકા ફળ સોયેજી; સંતો૦
સંતો ભાઇરે ઘાટ વઇરાટ કછું બીન હોતાં,
પુરણ હુતી માયાજી;
સંતો ભાઇરે અજબ રજબ દોઈ નેના બીન હોતાં,
તબ જીવડા કહાંસે આયાજી; સંતો૦
સંતો ભાઇરે મેં મેરી મમતાકું માર હટાયા,
તબ જાઇ સુક્ષમ પાયાજી;
સંતો ભાઇરે સુરતા સોહાગણ ચરણ જોઇ લોટી,
તબ જાય પ્રીતમ પાયાજી. સંતો૦
સંતો ભાઇરે સાધન સમજ મન મેરા,
ગુરૂ ગમસે ભેદ પાયાજી;
સંતો ભાઇરે કહેત કબીર અલખ અવીનાશી;
યમકે સંકટસે છોડાયાજી. સંતો૦

## ભજન ૯૩.

રામ ભક્તિ તે કયુ નહીં સાધી
તેં કેમ ન મુવા જીવ અપરાધી. (ટેક)
ધરી મનખા દેહ જગમેં વીગોઇ,
પૃતર પેલે વાડીમા તન મુઇ; રામ૦
ગર્ભ ભજન કયું ન હોઇ તેરી માઇ,
જેણે ન સેવ્યા હોયે રઘુરાયે. રામ૦
ગુનકોકા બેટા બાપ કીનહીંકું કહેવે,
ગુરૂ વિના જ્ઞાન ચેલા કીનહીંસે લેવે. રામ૦

કહેત કબીર સુનો સુંદર રૂપા.
રામ ભજન બીન પરો જમ કુંપા. રામ૦

## ભજન ૬૪.

બંગલા ખુબ બન્યા મહારાજ, જ્યાં મેં નારાયણ બોલે ટેક
ઇસ બંગલે મેં દશ દરવાજા, બીચ પવનકા થંભા;
આવત જાવત કોઈ નવ દેખે, એહી બડા અચંબા બંગલા૦
ઇસ બંગલે મેં બાજાં બાજે, બાજે સાંજી સલેરી.
નાલ પખાજી ઓર મરદંગ બાજે, રાગ છત્રીસેં ગાવે બંગલા૦
હાડ ચામકી દેહ બનાઇ, તામે નાડીકા કોટ;
બાજીગરને ખેલ મચાયા, રંગ ખુબ ચડાયા બંગલા૦
પાંચ પચીસેક પાતર નાચે, મનુવાં તાલ સજાવે,
સુરત નુરતકી મરદંગ બાજે, રાગ ચત્રીસેં ગાવે બંગલા૦
રોમ રોમકી છાય બનાઇ, ત્રણ ગુણકા ગાલા;
કહેત કબીર સુનો ભાઈ સાધુ, ચેતન સુનવા વાળા બંગલા૦

## ભજન ૬૫

રામ ભજનસે લાગીરે વીરા કબીરા,
કબકા ભયા વેરાગી જી હો હો હોજી—ટેક
ચંદાબી નહોતાને સુરજબી નહોતા રે હો હો હોજ
નોતા નવ લખ તારારે. વીરા૦
મહાદેવજીકા જનમબી નહોતા રે હો હો જી,
તે દનકા ભેખ હમારારે. વીરા૦
ધરણી નોતી ક્યાં જનમ ધરૂ ગોરેહેજી,
નીર નહોતાં ક્યાં નાવું રે, વીરા૦
પૃથ્વી નહોતી ત્યાં પાલ ધરૂં ગોરેહેજી,
અખંડ હોય ત્યાં જાવુંરે. વીરા૦

અધોર અંધકારમાં કાંઇ નવ સુઝેરેજી,
નોતા ગુરૂ નોતા ચેલારે. વીરા૦
તે દીનકી મુંડ મુંડાવી રે હે જી,
તેદુના ફરૂં એકીલા રે. વીરા૦
પેલા જુગમાં પતર પાવડી લીધાંરે હેજી,
દુજા જુગમાં ઝોળી ઝંડારે. વીરા૦
ત્રેતા જુગમાં આડબંધ બાંધ્યારે જી,
કળજુગમાં ઝોળી ઝંડા રે. વીરા૦
સહેજી સહેજે ગુરૂ ચેલા મળીઆ રે હેજી,
ગુરૂ મળ્યા રામા નંદારે.
કહેત કબીરા સુણો સાધુરે હે જી,
આજી ભયા આનંદારે. વીરા૦

## ભજન ૯૬.

રામ સમર રામ સમર, રામ સમર ભાઇ,
રામ નામ સુમર બીન, બુડત ભવ માંહી. ટેક.
બનિતા સુત દેહ ગેહ, સંપતિ સુખ દાઇ,
ઇનમે કછું નાહીં તેરો કાલ જાત ખાઇ. રામ૦
અજામેલ ગજ ગણિકા, પતિત કર્મ કીને,
સોભી ઉતર પાર પડે, રામ નામ લીને. રામ૦
સુકર કુકર યોનિ ભ્રમત અબ કયું લાજ ન આઇ,
રામ નામ છાંડ અમૃત, કાહેકું વિખ ખાઇ. રામ૦
ધર્મ કર્મ, તજી કુકર્મ, રામ નામ લેહી,
ગુરૂ પ્રસાદ સુન કબીર, રામ કર સ્નેહી. રામ૦

## ભજન ૯૭.

અબ તુમ કબ સમરોગે રામ,

ગર્ભ કુલીમે જપ તપ કીને;
નીકલ હુવા બઇમાન. અબ૦
બાલપનો હંસ ખેલ ગુમાયો,
તરૂન પનમેં કામ. અબ૦
હાથ પાંવ જબ કાંપન લાગે,
નિકલ ગયો અવસાન. અબ૦
જુઠી કાયા જુઠી માયા,
આખર મોત નિદાન. અબ૦
કહેત કબીરા સુનો ભાઇ સાધુ,
જીવડા દો દીનકા મીજમાન. અબ૦

## ભજન ૯૮.

ખલક સબ રેનકા સપના,
સમજ મન કો નહીં અપના. ટેક૦
કઠણુ હે લાભકી ધારા,
બહે સબ જાત સંસારા. ખલક૦
ઘડા જ્યું નીરકા ફુટા,
પત્રા જ્યું ડાલસું તુટા. ખલક૦
એસી નર જાન જીંદગાની,
સમજ મન ચેત અભીમાની. ખલક૦
ભુલ્યો મત દેખ તન ગોરા,
જગતમેં જીવના થોરા. ખલક૦
તજો મદદ લોભ ચતુરાઇ,
રહો નીસંક જગ માંઇ. ખલક૦
કુટુંબ પરીવાર સુતદારા,
ઉસી દીન હોયગા ન્યારા. ખલક૦

નિશંક જબ પ્રાન જાવેગા,
કોઇ નહીં કામ આવેગા. ખલક૦
સદા મત જાનો એ દેહા,
લગાવો રામસે નેહા. ખલક૦
કટેગી જન્મકી ફાંસી,
કહે કબીરા અવીનાશી. ખલક૦

## બાપુનાં ભજન ૯૯.

પાણીનો ખેલ બનાવ્યોરે,
એનીતો કહીએ અક્કલ ઘણી,
સહુથી રમનારો રે,
શોભા તો એના નામ તણી. ટેક૦
ખરૂં એ પાણીને ખોટું એ પાણીને,
પાણી અગ્નીને ખાંડ;
એ પાણીથી થયાં નર નારી,
એ પાણીથી બ્રહ્માંડ.
પાણીનું બન્યુ મોતીરે,
પાણીની બની હીરાકણી પાણી૦
પાણીની અમુલ્ય કાયા બનાવી,
હાડ ચામ લોહી માંસ;
પાણીનાંરે પશુ પંખી બનાવ્યાં,
પહાડ પથ્થરને ઘાસ;
પાણીના હાથી ઘોડારે,
પાણીની શાલ પામરી બની. પાણી૦
પાણીના રે પચરંગ બનાવ્યા,
અઢાર ભાતનાં રે અન્ન;

હુંથી ન્યારે મારો સાંઇ બીરાજે,
તેને દેખીને થયો છું દંગ;
સંગ કીધો તેનોરે,
સત્તો તો આત્માની ગણી. પાણી૦
અક્ષરાતિ અક્ષર બ્રહ્મ નિપાબ્યા,
તે અક્ષરથી નરને નાર;
ઓંકારથી ત્રણ ગુણ નીપાબ્યા,
એ અઠ્ઠાવીસ નીરધાર;
ઓગણત્રીસમાં મહા વિસ્તુ રે,
ત્રીસમાં બાપુ ગાય ભણી. પાણી૦

## ભજન ૧૦૦.

ભેદ જેણે જાણ્યોરે, તે તારો તો તરત બન્યો,
બત્રીશ આભ્રણ અંગે ધરી નારી નાક વિના તો શણગાર;
કવીબ જો આપનું આપ ન જાણ્યું તે કેમ કરી ઉતરે પાર,
સાર કયાંથી મળશે રે, ભણ્યો ખરો પણ ન ગણ્યો. નામ૦ ૧
વાંઝણી નારીને સ્વપ્નું આવ્યું છે પુત્ર નથીરે એની પાસ,
એમ ભજન દેખા દેખી કરે છે, તેની કેમ પુરી થાશે આશ;
કેને બાપ કહેશે રે, વેશ્યાએ જે પુત્ર જણ્યો. નામ૦ ૨
નામ ગુણને રૂપને નાશ, વળી ચોથું પદ અવીનાશ;
એ ચોથા પદનો ભેદ જાણે તેને, કહીએ હરી તણો દાસ,
નોકરી કર્મનો રે શંસે એક પળમાં હણ્યો. નામ૦ ૩
ગરીબી રાખી તમે ગુરૂને ચાહો, કરો શબ્દનો તોલ,
આપણુ થકી જો અદકો મળે તો, તેનો ધારણુ કરજો બોલ,
ગુરૂને સંગ બાપુરે, અનામી નામ પોતાનો બન્યો. નામ૦ ૪

## ભજન ૧૦૧.

કામ ક્રોધ ઓર લોભ મોહકો, જોઅન દુર ભગાવે,
ઇસમે કુચ્છ સંદેહ નહિ હે, મોક્ષકી પદવી પાવે. કામ૦
ભવસાગર કા કઠીન હે તરના, હર કોઇ ગોથે ખાવે,
જ્ઞાનકી બેડી સતકી બલા, નિશ્ચય પાર લગાવે. કામ૦
જબ ઇશ્વર કૃપા હોવે જ્ઞાન નેત્ર ખુલે જાય,
કપટ દંભકા ધુલે મૈલ સબ, શુધ્ધિ મનમેં આવે. કામ૦
રાત અંધારી આધી ચલની, ડગર હાથ નહીં આવે,
અગવા અપના કરો જ્ઞાનકા, જીતેંમે રાહ બતાવે. કામ૦
ઇશ્વર ઉધર કયોં ફીરે ભટકતા, કયોં મનકો ભટકાવે,
જગત પીતા પર નિશ્ચે હો તુ, મન સ્થીર હોજાવે. કામ૦
ઇશ્વર ભક્તિ કર રાત દિન, ઉસીમેં ધ્યાન લગાવે,
ઉસીકી નીશદિન કરે યાચના, મન મંગ ફળ પાવે. કામ૦
વૈદક ધર્મ ગૃહન કરે ઔર વદંહક ચલન બનાવે,
એક ઇશ્વરકી રહે ઉપાસક, તબ પર મુક્તિ પાવે. કામ૦
સત્યકા સેવન જે કોઇ રખે, શુદ્ધ ચિત હો જાવે,
ઇસ કે બીજાના નહિ ચિત શુદ્ધ હો,
કીત નારી ગંગા નાવે. કામ૦
અજાય અમર જો અવીનાશી હે, ઉસીસે પ્રીત લગાવે,
ઉસીકા કેવળ રહે ઉપાસક, અક્ષય સુખકો પાવે. કામ૦

## ભજન ૧૦૨.

વાણી વાણીરે મારા સતગુરૂની વાણી,
જીવતા પરણાવી બાપે મુઆ ઘેર આણી—ટેક.
ખીલો દુજે મારે ભેંસ વલોણું,
સસરો પારણીએ ને વહુજી હીંચોળે,

ખેતર પાકયું રે રખવાળાને ખાધો,
ઉલટો મરગલે પારાધીને બાંધ્યો. વા૦
હેઠે હાંડી ઉપર ચુલો ચડીઓ,
જળ કેરી માછલીએ બગલાને ગળીઓ. વા૦
આભ નવરસેરે જમીન વરસે,
નેવાંના નીર તે મોભેજ ચડશે, વા૦
બાવો બોલ્યારે મછંદર કેરા પૂત,
મેલી મમતાને ભયો અબધુત. વા૦

## ભજન ૧૦૩.

### રાગ કાફી.

ટીટોડી કહે તજિયે રે,
ભુમી ઉપર ભાર થશે;
અઢાર અક્ષોણી રે,
દળ અટવાઇ જશે. ટેક.
ભુમિ તજી જઇ વ્યોમે વસિયે,
પણ ભવિષ્ય ન ભુલે,
કૃષ્ણે કર્યું તે કોઇથી ન મટે,
શું ડાહાપણમાં ફુલે,
હજુર હુકમથી રે,
હોનારૂં તે સેજે હશે. ટીટોડી. ૧
રામ પ્રગટીને રાવણ રોળ્યોતે,
પાણીમાં બાંધી પાળ,
સોનાની લંકા ક્ષણમાં લુટાવીને,
વિભિષણ કર્યો રે ભુપાળ,
વીશે ભુજ વાઢયા રે,

છેદ્યાં મસ્તક દશે. ટીટોડી. ૨
પ્રલ્હાદજીની પ્રતિજ્ઞા પાળી,
હિરણ્યકસ્યપુ હણ્યો,
નરસિંહ રૂપ ધર્યું મારે નાથે,
બ્રહ્માના વરને ગણ્યો,
હરિથી સરવે હેઠુ રે,
ઉગરે નહિ ઉપાય કશે, ટીટોડી. ૩
ગજઘટ નાંખીને ઇંડાં ઉગાર્યા,
પક્ષીની કીધી પ્રતિપાળ.
ભાળ મને લાધીરે,
હરીજનમાં વસે. ટીટોડી. ૪

## ભજન ૧૦૪

કર મન ભજનનો વેપાર,
ભજનનો વેપાર,
ધણી તારા નામનો આધાર. કર.
પ્રથમ સમરૂં શારદા,
ગણપત લાગું પાય,
દેવના ગુરૂ દેવ સમરૂં,
મને જ્ઞાન નાવ બતાવ. કર.
જેની દીશાએ મારો જીવ નહીં,
માન મટતું જાય.
અમૃત પ્યાલા સભર ભરીયા,
દેખતાં વીખ ખાય. કર.
કાગ વાણી છોડ માયલા,

હંસની ચાલે ચાલ,
પાંજરામાં પંખી બોલે,
તેમ રામ શું લે લાવ. કર.
માયલામાં ભાવરાખો,
હેત રાખો ધાર,
નુગરા નર શું દુર રહેતાં,
જોઇ એનો તાર. કર.
પાંચ સાત નવ બાર કરોડ,
તેત્રીશ તું અવતાર,
રાવત રણશી બોલીઆ,
મારા ગુરૂ ખેડલો તાર.

## હાથી

વાલમ તુંને વેહનીરે, નીશા તુંને કયાંથી મળીરે;
આતો રંગ શેનોરે, બીએ બીજી ભાત પડી. ( ટેક )
આત્મચિના વિના આત્મો તે જુઠડાં બ્રહ્મ જ્ઞાન;
ભક્તિ તણો જેને ભેદ ન લીધો,
તેતો મેલે ડુંસો કરી પ્રાણરે. વાલમ.
વા થકો વઢતારે, કાઢે આડી હુડ હડી,
નટવર હોકર નાટક ખેલે,
ધતો જઇ ઉભો દ્વાર ચડી;
આ પળ ચુકયો તારો આત્મો, તો અધવચ રહેશો અડી;
જોગ તમે સાધોરે, ખેલ આવ્યો ખરાખરી. વાલમ.
સાધુને સુરવીર સનમુખ રેજો, સાચી રામ શું સગાઇ;
પુર વિના નર પ્રગટ હોશે,
તે ધન્ય ધન્ય અદકી સવાઇ. વાલમ.

રણુવટ ચઢજોરે, સાથે લેજો જ્ઞાન ચુડી,
નીર વખ હોકર નામ સમરલે, તરવેણી ટંકશાળ. વાલમ.
દાસ હાથીને ગુરૂ મોરાર મળીયા,
તે સબળ લીધી મારી સાર,
ત્યાંથી રંગ લાગ્યોરે, કાઢી માંહીથી કણુધી પરી. વાલમ.

## ભજન ૧૦૫.

પતિ તમારી રામ ચરણુમાં લાગીરે,
સુરતા મારી સંત ચરણુમાં જાગીરે,
તેણે મારી ભે ભાગીરે, ગુરૂ ભે ભાંગીરે.
સંત શબ્દ જ્યારે સરવણે સુણાવ્યોને, રેણુંકાર ઉરતો લાગી.
તરવેણુના તીરજ ઉપર મોરલી મધુરી વાગીરે. તેણે
ઘણારે દીવસ મન કરૂં દીવાનુંરે ઘટડામાં નવ જોયું જાણી,
અલી રાતી બહુને પુરૂષ મળીયા,
ત્યારે બાંયે પકડી લે લાગીરે. તેણે.
દયા કરી મન ડોલતું રાખ્યુરે, તૃષ્ણાને મેલી ત્યાગી,
સ્વામીજ આગળ જ્યારે શીશ નમાવ્યું ત્યારે.
સુરતા સુનમાં લાગીરે. તેણે.
સત ગુરૂએ શબ્દ જ્યારે સરવણે સુણાવ્યો,
ત્યારે અંતર પ્રેમ પ્રકાશી.
દાસ હાથીને ગુરૂ મોરાર મળીયા,
ત્યારે મટી ગઇ જમડાની ફાંશીરે. તેણે.

## લખમો૧૦૬

જેણે અમર પુરૂષ પધરાયા મેરે દાતા, જેણે અમર પુરૂષ
પધરાયા મેરે દાતા ખલકા ખુબ બનાયાજી,
બીજ વરખમાં વરખ બીજમાં, થાણાં ઠીક લગાયા;

અંડન વાલે ખેડની પાયા, તો કબુધિ કપાસીયા નીપાયા. મેરે.
સુખમણા નારી સુતર કાંતે, સુરતા તાર મીલાયા.
તીન ગુણીકા નળી ભરાયા, પાંચ તત્વ કે તાંણા, મેરે.
બડા કબીર સાબ વણવા બેઠા, હરમદ તાર મીલાયા,
વણતા વણતાં નવ માસ લાગ્યા,
તો પચરંગી રેજા નીપાયા,
સત સુઇ શબ્દકા ધાગા, શીવણ વાળા કીરતાગ,
ટુકડે ટુકડા ભેગા કીધા તો સાધુ ખુબ લગાયા. મેરે.
ગુરૂ હમારા સતકા જ્ઞાની જુના પીર જગાયા,
હોય કરજોડી લખમો બોલ્યો, તો અંતે રેજો ભેળા. મેરે.

## ભજન ૧૦૭

જેને દીકડે નેણાં ઠરે, બાયુ અમને એડા સાધુ મળે,
ઓદરમાંથી એક બોદુ પ્રગટ્યું, ને ભગત નામ ધરે,
નરક છોડાવી કરો નીયાળો, એ અમર લોકને વરે, બાયું.
ચાલતા નર વરતી ન ઢુવે, ને પાપ દોષથી ડરે,
વચને વિવેકીને ચાલે સો લખણા,
ને તો પુછીને પગલાં ભરે. બાયું.
ત્રિગુણ પુતળી સાત સોનામાં નેહકડા ઘાટ ઘડે,
ગુરૂના શબ્દ અઘાટ છે, તે તો ખોજે તો ખબર પડે બાયુ.
કાયા તે વાડીનો ભમરલોને, સહાય ઓથ ધરે,
આરે સંસારીઆમા સંત સુહાગી,
તે તો એકઠા ભજન કરે. બાયું.
વરખ રજનો હેમજ પોપટો, તે નીરમાં નીર ભરે,
હોય કર જોડી લખમો બોલ્યો,
તે તો શાન્તીના બીંદુ ઠરે. બાયું.

## છોટમ ૧૦૮.

મારા સાચના સંધાતીરે, વખતે વેલા આવજોરેજી,
મનુષ્યા જન્મ મળ્યો તુને મોટા,
તો હરી સ્મરણ નવ કીધું હેજી,
ભવ જળ પાર ઉતરવા ભાઇ, નાવ હાથ લીધું. મારા.
પાપ કરમની કોઠી નાંખી, લોભ કપટજ ભરીયાહેજી,
સત્ય કમાણી કોરે મુકી, પાપે પેટજ ભરીયાં હેજી. મારા.
પુન્ય તણું તેં નામ ન જાણ્યું, ધર્મ મુકયો તે જાણી હેજી,
અંત સમે સૌ આવી વળગશે,
કરણી કરમ પ્રમાણી હેજી, મારા,
પ્રભુની પ્રભુ તાઇ ન જાણી, વિષયમાં રહ્યો તું માંણી હેજી,
વીષય વાસના દુર તજીને, પ્રભુને લ્યો તમે જાણી હેજી, મારા,
પુર્વ જોગે ભેગા થયાં છો, માત તાત તમે જાણો હેજી,
પુત્ર કલત્ર તેવુજ ભાઇ, જગમાં સૌ પ્રમાણો હેજી. મારા.
અંત કાળે જાતું જીવને એકલું, છોટમ લીધુ જાણી હેજી.
એવુ સમજી પાપ કરો નહિ, ઇશ્વરને લ્યો જાણી હોજી. મારા.

## ભજન ૧૦૯

આવુ હરિ ભજવાનું ટાંણુંરે, વારે વારે તુંને નહિ મળે હેજી.
મનુષ્યા જન્મ આપ્યો રે, મોટા મોઘા મુલનો હેજી;
તોય હરિ ગુણુ ન ગાયારે,
ગુણુ તુ ભુલ્યો ભગવાનના હેજી. આવુ.
સમજીને તમે ચાલોરે, જીતો જંમ દુવારને હેજી;
હરિ ભજનમાં તમે ચાલોરે, સેહેજે મળશે પુરૂષ હરિ. આવું.
ખોજ કરીનેરે, જુઓ તમે નાથ હરિ હેજી,

ગોત્યો તે નહિં જડેરે, એવો સારીંગ પ્રાણી. આવું.
સહેજે ગુરૂ મને મળીયારે ભજન ભાવે હરીનુજી,
એવું ખોટમ કેછેરે મારા ઉરમાં આવો ફરી. આવું.

## પ્રેમદાસ ૧૧૦

સાધુનો મારગ સાંકડો, ત્યાં કોઇ માલે સુરારે;
કાયર કેહે નહિ ચડે, ઇછે દલના અધુરારે,
થુલીયા નર તે ઠવાય રહ્યા નરસે નીરવાણુ તે નવ જાયેજી,
સુળીએ ચડવું તે તો સેહેલ છે સેહેલ છે ખાંડાની ધારરે;
અગ્નીમાં આપ અરપવું ગરતું જમીન મોજારરે;
તેથી કઠણ અવરદાન છે, સંતો ખરારે ખરીનો ખેલ છેજી,
દુગજાનાં ડાગ લાગે નહિ એછે દલના દરીયારે;
હળા હળ પીધું શીવજી સાધુએ અજરા જરીયારે,
પાત્ર પારખ્યું તો મળે હેમ અગ્નીમાં જઇ ભરે હોજી,
જુના ધરમને ધારણુ કરી ચાલ સંસારની ચાલેરે,
જે ધાટે જગ ઠોવાઇ રહ્યું તે ધાટ સતો ઓરહેરે;
નીજીયા પંથ એવા નીરમણુા રેણુી કરણીન સંતો ઉજળારે,
સત સેવાનાં ફળ શું કહીયે મુખ વર્ણ્યા ન આવેરે.
નવધા ભક્તીને ભેટતાં ભેદ ભક્તોને ફાવેરે,
ચારે સસે ટળ્યા એને કારણે વારણાં લઉં એને વારણેજી;
કલંક નહિરે નકલંકી ધરમને એછે જુની ગાદીરે,
મોટા અનુભવી એમ ઓચરે એછે આદિ અનાદીરે;
પ્રેમદાસ વાત પ્રસિધ્ધ છે, સતો વેદ પુરાણે સિધ્યાછે હોજી.

## ભજન ૧૧૧

આવોને સંતો વાતુ વેરીએ માલ મીસ્ટ ગુરૂ મલીયારે,

શીરને સાટે લઇ સાટવા ગુરૂજી અઢળક ઢળીયારે;
શીર મળે પણ સમો નહિ મળે,
સમાના ચુકયાં ભેળા નહિ ભળે હેજી.
અજર પીઆલા જે જન જીરવે આપે અલખ આરાધેરે
રૂપે રંગે તો રાચે નહિ તે નર નવધા સાધેરે;
વણજુ કરેરે વેપારી ભકિતના ભોગી નર ભરીયા હોજી.
નીમ કઠણતો નીજારના સુરા લઇને ચાલેરે.
કાયરનું ત્યાં કામ નહિ મનજીવા માલેરે,
સાચાને મન સેહેલ છે, ધરમ હીણાં દેખી ધુજેરે હેજી.
સાયબની ઓળગે જોડીયા જ્યારે જામો જાગ્યોરે,
આપ ઓડે ધણી ઓગળે ફળ ચારે મળેરે;
અહોનીશ નીર અમૃત વહે સંતને સાહેબ કરી લેખે હોજી
એ ધરમ આદિ અનાદનો જુગ પેલો જુનોરે
સનાતન એને સંત કહે ધરણી પેલોરે ધુનોરે,
અહોનીશ નીરીજન એમ ઓચરે,
અલુણા નરતો સેજે તરે હોજી,
મારૂં તારૂં તમે મેલજો આ કાયાનું કાચુંરે,
અમર તન કેનું નહિ સ્મરણ ગુરૂજીનું સાચુંરે.
પ્રેમદાસ પામ્યા પરીબ્રહ્મને અહોનીશ ધાયાધનુ ધરમને હોજી.

## લાવા ૧૧૨

ગુરૂજી પધાર્યા જોત્યું જાગીયું મોટા મુનિવર મળીયારે.
અડસઠ તીરથ ધરને આંગણે, પ્રવાહ ગંગાજીના વળીયારે
નાયા તે નર નીરભે થયા કુડીયા કીનાર બેસી રહ્યા હેજી
મનના માન્યા મુનિવર જો મળે આપું સરવસ સોંપીરે
હીરલો ચાલ્યો ગુરૂજીએ હાથમાં રાખું તનના તાસીરે,

એ વસાણું વોરતાં, ગુરૂએ ભાળાયા હો
લઇને ન આપે તે, દીવાળીઆ હો;
સંત સરોવર સેવતાં, રૂડું રતન લાધ્યુંરે,
રતન જતન કરી રાખીએ આપ બોલે બાધુરે
અજાણ્યાને નવ દીએ સંતો સમજીને લીજીએ હેજી
ઉંચા જોયા નર ઉજળા રેણી કરણીના હીણારે
પારકે મંદીર જઇ પાખંડ કરે ઘેર આવ્યા શામળીઆરે
એકલને બીજો નહિં ગમે તે નજર ભક્તીથી ભુલ્યા ભમે હેજી,
આપ ઓઢીને અજરા અજરે રાખે મનને વારીરે
પીતાંબર ચરણે લીધો ભણે સંતો જુવોને વીચારીરે
અમીરસ એણીપેરે પીજીએ તનમન ગુરૂજીને દીજીએ હોજી.

## લાલદાસ ૧૧૩.

સોય રામ સમરો મારા આતમના આધાર,
ભરમના ભાગો તો દરશન કરો દેદાર— ટેક.
મોહ માયા મુરખ મલકાવે અંધો કરે અહંકાર
નુંગરો સંકટ શબ્દ ન માને ધણી વિના ખાશે માર
લેખાં લેશે ખુની ખરે. સોય રામ.
સંત ધરમમાં સમજ્યો નહિને બાંધે કરમ પરીવાર
ભક્તી ન ભાવે સંત ન સેવે તો કેમ મળશે કીરતાર
કુડજ કાઢો તમે સાચુ નામ સંભાર સોય રામ.
રવી ગુરૂ બોલ્યા પડદા ખોલ્યા પ્રગટ કરે પોકાર
ગુરૂગમ હોય તો ગોતી લેજો તરવેણી ટંકશાળ
ગગન ગુફામાં સુણી ઝીણો ઝણુકાર સોય રામ.
સાધુ શુરો તો સનમુખ લડશે કાયર ભજે ગમાર
શીરને સાટે સાહેબ સેવો તો સફળ જનમ નરનાર

મરજીવાને મોજ મળે દરબાર સોય રામ.
દયા દાન અમરાપર મળશે કારજ સફળ સધાર
હુંડી પામ્યો હજુરમાં તો કબુલ કરે કીરતાર
ચરણુમાં રાખો જન આપણો કરી ધાર સોય રામ.
શીલ સતોકી નીરમળ જીભ્યા સોહી પોચ્યાં પરીધાર
અધર સીંહાસન આપ બીરાજે આદિ પુરૂશ નીરધાર
સોય સુરતને લાલદાસ જાય બલિહાર. સોય રામ.

## ભાણો લુવાણો ૧૧૪

મન તું રામ ભજ રાણા તારે ગુણ ગોવીંદના ગાણા હોજી
ખોટી માયાની ખબર ન પડી પછે કળ વિના કુટાણોજી
જુઠી માયાસેં જગડો માડયો બળે કરી બંધાણોજી મન તુ૦
કુડી માયા તારે કામ નહિ આવે નહિ આવે ભેળાં નાણાંજી.
હરામની માયા તારી હાલી જાશે પછે દામ રેશે ટુટાણું રે મન તુ૦
કુળપ વિનાના નર કુડા દીસે ભીતર નહી ભેદાણાજી
હરી વિનાના હળવા હીંડે નર ફરે નીમાણા મન તુ૦
સો વરસ સીંધુમાં રહ્યા પણ ભીતર નહિ ભીંજાણા હોજી
જળનુ તો કાંઇ જોર નવ ચાલ્યું પલળ્ય નહિ એ પાણા મન તુ૦
તારા રાણી તુંહી તુહી જપીયા રોહદાસ રૂંધાણાજી
દીક્ષા લઇને દાતાર ચાલ્યા હરીચંદ્ર હાટ વેચાણા મન તું૦
રાવણ સરીખા રહ્યા નહિ ને ઇંદ્ર જેવા અગપાણાજી
જરાસંધ સરખા રોળાયાને પછે કૌરવ કુટાણા મન તુ૦
સરવે માયા ભેળી કરીને નીચે ભરીયા નાણાં
મુવા પછે મણીધર થઇ બેઠા તે પર રાફ રૂંધાણા મન તું૦
વેળા ફરી પણ વૃતિ નવ ફરી તારા બોલનો બંધાણાજી
સુરત ફરી પણ ચલણ ન ફરી તારી ભ્રાંત ન ગઇ ભરમાણા મ૦

અવતાર તો અનેક ધર્યાને બનો ભવ ભટકાણાજી
જરા મરણુ જીતો નહિં જીવણુ તારો લોભ ન મટ્યો લુવાણા. મ૦

## ભજન ૧૧૫

હંસો હાલવાને લાગ્યો કાયાનો ગઢ ભાંગ્યો
તમે પોરે પ્રમાણે જાગોરે હંસો હાલવાને લાગો–કાયાનો ટેક
આપો અભ્યાલોને રસીયાં રસ વાધે
તમે કુડ કયાનાં વિરા કાઢોરે હંસો ૧
નિત નિત નિંદ્રા વીરા નયણે માં રાખો
સુરતાસેં સાહેબો આરાધે હંસો ૨
એક મને હુઇ અલખ આરાધો
આંધળો આરાધવાને લાગ્યોરે હંસો ૩
અવસર હુઇ રહ્યોને જમડા પણ આવ્યા
ભણે લુવાણો ભાંણોરે. હંસો ૪

## ભજન ૧૧૬

હરી જનને વાળો સંત સમાગમ જીવને વહાલી માયા જોને
માયામાં વીંટાણો પ્રાણી ભવમાં ગોથાં ખાય જોને
બ્રહ્માનંદમાં માહા સુખ મેલી વીસીયાનંદને ચાય જોને
સુધાનંદનો સીંધુ ત્યાગી મૃગતરુણામાં નાહાય જોને
ઓસના મોતીય ચાય તે સૌનાં મન લોભાવ્યાં જોને
દીસતાં જળ કે રૂડા રવી ઉગે રેલાયા જોને
સુત વિતદારા અલ્પ સૌ છે મધ્યાન કાળની છાંયા જોને
મુકતી ન ઇચ્છે આપ ન પ્રીછે શીખ્યાં કીરતન ન ગાય જોને
નખ શીખ સુધી અવિદ્યાની વાતમાં બંધાયા જોને
જીવન મુકતા મૃત્યુ સિંધું તેનો નહિ વિશ્વાસ જોને

કુરતબ્યે મોટી સીધી આપે તેના થાએ દાસ જોને
થોડી સેવા કરી ઘણું માગે વચનની રાખે આશ જોને
એવા જનને સાધુની સંગે જ્ઞાન ન થાય રામદાસ જોને

## ભજન ૧૧૭

હાલો હોલી કહે છે રે પ્રભુ મારી વારે ચડો
બચ્ચાં મારાં મારે રે તળે આવી ભીલ ખડો ટેક.
બાણુ તાણીને ઉભો પારધી ઉપર આવ્યો બાજ
દરમાંથી સર્પ જો નીકળે તો વણુશે અમારાં કાજ
ગરૂડના ગામી રે આંટી રાખી રખે રહો હાલો
કેતામાં પ્રભુ પરવરીઆ તે સર્પ વીષે નીરવાણુ
પારધીને પગે ડસીને તતક્ષણુ લીધા પ્રાણુ
ત્યાંથી બાણુ છુટયુંરે બાજ આવી હેઠે પડયો હોલો૦
કઠણુ વેળામાં કામજ આવે ભજન કરે ભય જાય
એવા સમર્થ સ્વામી મુકીને કોના પુજું પાય
ગુન્હેગાર તારો રે તુલસીદાસ ખરો હાલો૦

## પટોળી ભજન ૧૧૮

પટોળી આ પ્રેમની એના વણુનારા વિશ્વાધાર પટોળી૦
સતજુગમાં ક્રણુ વાવીયાં ત્રેતા જુગમાં ઉગ્યો કપાસ
દુવાપરમાં આવી ફેરીયું રે કળજુગમાં વીણાણુા કપાસ પ૦
સંતને ચરખે લોઢાવીઓને પ્રેમની પીજણે પીજાય
સરખી સાહેલી વણે પુણીયુંરે એને ગગને ફરકે છે તાર પ૦
બ્રહ્માએ તાણયો તાણોને શંકર જેવા ભરનાર
તેત્રીસ કોડે ગ્રહયો તાગડોરે એનો તાગ ગયોરે અસમાન પ૦
પ્રેલાદ ઓઢી અભેપદ પામીયાને ઓઢી મીરાંબાઇ દાસ

## રવીદાસ ૧૧૯

તારા પદ સ્પર્શ્યા ચારે જુગમાં ના આવું ફરી
ભક્તને આધીનરે ભક્ત પ્રતિપાળ હરિ ટેક૦
તારા રૂપની શોભા શી વર્ણવું નીગમ થયારે સ્વરૂપ
ત્રીવીધી તાપ ત્યાં જને ન માને નીરખળ આશ અરૂપ
સોયજન ભુલ્યારે બળ અહંકાર કરી તારા૦
કીરીટ કુંડલ સુંદર દળ લોચન અમરતના આગાર
રામ કંઠ રામાસંગ સોહે, ધનુષ્ય બાણુ હથિયાર
ભક્તના પાલન રે દૈત્ય સંહારણુ હરિ તારા૦
રાજા સઘળા મળીને બેઠા ધનુષ ભાંગો કોઇ
રાવણુ સરખા કઇક રોળાણા જે શુદ્ધ બુદ્ધ બેઠા ખોઇ
રામ રામ કેજોરે સીતા મન ચિંતા ઘણી તારા૦
રામ લક્ષ્મણુ ગુરૂ સંગ આવ્યા રાસ રચ્યો છે ત્યાંય
સીતાએ રઘુનાથને નીરખ્યા અંગે ઉલટ ન માય
વાચા એહી પળજોરે સુંદરવર સરસ ધણી તારા૦
બાળક રૂપ સુકોમળ કાયા હાથ લીધું કુશમાંડ
દૈવ દેવતા દેખતાં ભાગ્યું ત્યારે ડોલ્યું બ્રહ્માંડ
જાન તેડાવોરે જનક કુંવરી વરી તારા૦
પરશુરામ ખોંખારીને ઉઠયો મનમાં આણીને રોષ
રામ લક્ષ્મણુ સનમુખ ભેટયા બાણે કીધું બળ સોચ
હું છું તારો બ્રાહ્મણુરે પ્રભુ તમે ચરાચરી તારા૦
આગે સંત અનેક ઓધારીયા ત્રાતા તરણુ રામ
અનેક જુગના ભુપ પ્રભુજી કરે રવીદાસ પ્રણામ,
તારા પદ સ્પર્શ્યારે ચારે જુગમાં ન આવું ફરી તારા૦

## ભજન ૧૨૦

આવો આવો મનડાના માનેલા સાથ પ્રભુજી મળીએરેજી
ન આવો તો તમને નંદબાવાની આણ નીકર વીખડાં
ઘોળીને પીજીએજી આવો આવો૦
આજ મારા વાલાજીનાં નેણાં નીરખી થઇ છું નીઆલ
મારા રૂદીયા કમળમાં ટાઢા ટાઢા હીમ છે રેજી આવો૦
આજ વારી જાણીં બીજડી થારે રૂડો વાર
જાગૈયો ને રચીઓરે જોત્યું હવે જાગીયુંરેજી આવો૦
ઢળાવોને સોનાનારે બાજોઠ
પ્રેમે તે પધારેરે, પ્રભુજી મારી પ્રીત છે રેજી આવો૦
માહા જગત રચીઓ મારા મંદીરીઆની મોઝાર
ગોવીંદ ગુલતાન થાવું છે રે કાનથી રેજી આવો૦
ભાણુને પ્રતાપે એમ મગન ભણે
રવી રામ ભજન કરશેરે હીયા ભીમ ખીપ છે રેજી આવો૦

## ભજન ૧૨૧.

દાદરે દરિયામાં હમેશ નાતાં કાદવ કપડાં કયું ધોતારે,
પતિવૃતા ઘેર નાર પદમણીને ગુણકાસે મન કયું મોતા
ખાવે પીવેને મારે ખાસડે સાચા માલ મુરખકયું ખોતા
ઉગે ત્યાં નવાવે અભાગીઓને ઘચારે બીજ કયું બોતા
આમ્ર વૃક્ષકી છાયા છોડકર આકડે આસ કર કયું સોતા
હંસની સભામાં કણુ ન બેસતો ને
બગલા સાથે મન આવે ગોથા
શીઘ્ર સરાવતાં કંઇક જુગ વીત્યા મુવા પછી સુખ કયું ધોતા
આપ્યા પુરૂષને આદર ન દેતાને મુવા બાપને કયું રોતા

કરી લેની બંદગી સાચા સાહેબની
ઓર ભરોસા સર્વે ખોટા
કહે રવી સાહેબ સંતો ભાણુ પ્રતાપેને
અમર નહિ રેવે તેરા થોથા
હલ દરીયામાં હમેશ નાતા કાદવ કપડાં ધોતા.

## ભજન ૧૨૨

જાગોને મન તમે આતમ રામ દેખો નજર પાછળ ફેરીરે
ઘડી ઘડીનાં ઘડીયાળાં વાગેને
કાયાનો ગઢ તારો લેશે ઘેરીરે જાગો૦
માતને તાત તારાં કુંટુબ કબીલા એની બંધવ સુતની ઘેરી
તેમાંથી કોઇ તારે સંગ ન આવે
ન આવે ઘરના મેરીરે જાગો૦
એક દીન જમડા શહેરમાં ઉલટશે
શ્મશાણુ ચડશે એની સ્વારીરે
આરે કાયામાં ધંધુકાર લાગી રેશે
જેમ અસાડી ધમધોરીરે જાગો૦
દશ દરવાજા તારા બંધ કરી લેશે
ચોપદાર ઉભા રેશે ચોક ઘેરીરે
પુન વિના તારી પાછળ ન આવે તે
કોણુ કરે વસ્ટી તારીરે જાગો૦
તનમાં તપાસો તમે જુઓ વિચારી
મનુષ્યા જનમ નાવે વારંમવારીરે
કહે રવીદાસ સંતો ભાણુ પ્રતાપે
એક અલખ આશા તમારીરે જાગો૦

## ભજન ૧૨૩.

સત વચનકા કરી લે નીવેડા મેં રામ સતગુરૂ મંત્ર બોલેરે
માયલા શેરમાં રતન અમુલઅ
વસ્તુ છે માંહી અણુ તાળીરે સત૦
દલરે દરીઆમાં અખડ દીવોરે
દેખ્યા વીના મારૂં દલ ડોલેરે
બ્રાતુના ભરીયા ઓલા ભવો ભવ ભુલ્યારે
સત ગુરૂ વિના તાળાં કોણુ ખોલેરે સત૦
ગગન મંડળમાં ગુપ્ત ગેબીરે બાવન અક્ષર બાર બોલેરે
ત્રુરી તખ્તપર નામ નીરંતર
નુરતે ને સુરતે જેમ નાખેરે સત૦
આગળની જેને હશે ઓળખાણુંરે
આહો વચન ધતો નહિ મેલેરે
આવ્યો અવસરને ચેતો મારા બેલીડા
ફળ લાગ્યુ છે આ વેલેરે સત૦
પટા લખાવ્યા જેણે ધણી હજુરમાં
કોને દરવાણી એને કેમ રોકેરે
કે રવીદાસ સંતો ભાણુ પ્રતાપે
પ્રેમના પ્યાલા કોઇ સંત પીવેરે સંત૦

## રૂપાંદે અને માલાનું ભજન ૧૨૪.

વાયક આવ્યાં ગુરૂવા દેશનાંરેજી
રૂપાંરાણી જમલે પધારોજીરે ૧
કેમ આવું ગુરૂ મારા એકલીજીરે
સુતો માલદે જાગેરે ૨

નીંદ્રા મંગાવું સારા શહેરની જીરે
ઉપર અમર ઓછાડી રહોજી ૩
સોડમાં સુવાડું વાસુકી નાગનેરે,
ખુણે ખાટ ઢળાવુંરે હોજી ૪
વાળે વાળે મોતી પરોવીઆંજીરે.
ટીલડી ચોડી લેલાટ રે હોજી ૫
થાળ ભર્યો સગ મોતીડેજીરે,
રમઝટ કરતાં ચાલ્યાં હોજી ૬
ત્યાંથી રૂપાંદે રાણી ચાલીઆંજીરે
આવ્યાં દોઢીને દરવાજે હોજી ૭
ભાઇ પોળીઆ વીરા વીનવુંજીરે,
તુંતો સુતો છેકે જાગે હોજી ૮
કાંક સુતો કાંક જાગીઓજીરે,
રાણી તમે કડડે પધારોજી ૯
વ્રત રહ્યાં એકાદશીનાંજીરે
ઇશ્વર પુંજવાને જાવું હોજી ૧૦
તાળાં જડાવી જેસળ શેરનાંજીરે
કુંચી માલા દરબાર હોજી ૧૧
ઉભાં રહી અલખ આરાધીએજીરે
ખડગ બારીને ખોલી હોજી ૧૨
ત્યાંથી રૂપાંદે રાણી ચાલીઆંજીરે,
આવ્યાં ધણીને દરબાર હોજી ૧૩
અલખ વધાવ્યો સાચે મોતીડેજીરે

સોની ઓપતી પધાર્યો હોજી ૧૪
સઉગતને હરો હરી મારે જીરે
ગુરૂને પરણામ હોજી ૧૫
આવ્યાં રૂપાંદે રાણીજીરે.
જળહળ જોતું દરસાણી હોજી ૧૬
ચંદ્રાવળ ચાલ્યાં ગાંડીઆંજીરે
સુતો માલાને જગાડયો હોજી; ૧૭
ઉઠો રાણા ઉઠો રાજીઆજીરે,
રાણીએ રાજ અભડાવ્યાં હોજી. ૧૮
ઝડપ લઇ માલાદે જાગીઆજીરે,
સોડમાં વાસુકી ધુંધવ્યો હોજી, ૧૯
કરડયાં હતાં પણ ઉગર્યારેજી
ચંદ્રાવળી ભાગ હોજી; ૨૦
ખડક ખાંડુ લીધુ હાથમાં જીરે
માલદે ક્રોધજ કર્યો હોજી. ૨૧
જોયાં મંદીર જોયાં માળીઆંજીરે,
ઘોડાની ઘોડારૂ હોજી; ૨૨
ત્યાંથી રાવળ માલો ચાલીઆજીરે,
આવ્યા દોડીને દરવાજે હોજી. ૨૩
ભાઇ પોળીઆ વિનવુંજીરે,
રાણીને જાતાં તે જાણીરે હોજી. ૨૪
કાંક સુતો કાંક જાગીઓજીરે,
મુજને ખબર નથીરે હોજી. ૨૫

કોપ કરી ખાંડુ ફેરવ્યુજીરે,
પોળીએ પોળું ઉધાડીરે હોજી. ૨૬
ત્યાંથી રાવળ માલો ચાલીઆજીરે,
આવ્યા રૂખીને દ્વારરે હોજી. ૨૭
પાછલી પછીતે ચડીઓજીરે,
રાણી નજરે ભાળીરે હોજી. ૨૮
ગુરૂ મારા દેવંચીજીરે,
જોત્યું ઝાંખી વરતાણીરે હોજી. ૨૯
આપણા શહેરમાં કોઇ નહીં નુગરો જીરે,
માલદે પધાર્યારે હોજી. ૩૦
બરસીફૂલ મોજડીઉ ઉપાડીજીરે,
માલદે ત્યાંથી ચાલ્યાજીરે હોજી. ૩૧
સઉગતો ને હશે હરી જીરે,
મારા ગુરૂને પરણામ હોજી. ૩૨
ગુરૂ ગુરૂ મારા દેવંચીજીરે,
પગની મોજડી દે રાણીરે હોજી. ૩૩
સઉગતો અલખ આરાધીઓ જીરે,
સ્વર્ગથી મોજડી ઉતારી રે હોજી. ૩૪
લો રૂપાંરે પેરો મોજડીજીરે,
કંઇ કેણુ કહેરાવ્યાજી. ૩૫
ત્યાંથી રાવળ માલો ચાલીઆજીરે.
એતો પોળીઆને માર્યોજી હોજી. ૩૬
શીખ માગીને રૂપાંદે ચાલીઆંજીરે

આવ્યાં દોઢીને દરવાજે હોજી. ૩૭

ઉભાં રહી અલખ બોલીઆં જીરે,
પોળીઆને સજીવન કીધો હોજી. ૩૮

સાંકડી શેરીમાં સામો મળ્યોરે,
સતીનો છેડલો ઝાલ્યો હોજી. ૩૯

રાત અંધારી આંબો લુમે ઝુમે,
રાણી તમે કઠડે પધાર્યાં હોજી. ૪૦

વ્રત એકાદશીનાં જીરે,
ઇશ્વર પુજવા ગયાં હતાં હોજી. ૪૧

આપણા શહેરમાં નહીં ફુલવાડીયુ જીરે,
ઢોલને ઢમકે પાણી હોજી. ૪૨

પેલી વાડી આણુ શહેરમાંજીરે,
બીજી ગઢ ગીરનાર હોજી. ૪૩

ત્રીજી ધણીના ચોકમાં જીરે,
ચોથી થાળીમાં ઠેરાણી હોજી. ૪૪

ઝડપ લેઇ છેડલો તાણીઓજીરે,
ફુલડે છાબું ભરાણી હોજી. ૪૫

જે મારગડે તમે ગયાં હતાં જીરે,
તે પંથ અમને બતાવો હોજી. ૪૬

એ પંથ માલા દોહ્યલાજીરે,
એવુ ખાંડાની ધાર હોજી. ૪૭

પેલો માર મોબી દીકરોજીરે,
બીજો હંસલો ઘોડો હોજી. ૪૮

ત્રીજો માર ક્વલીનો વાછડોજીરે,
ચોથી ચંદ્રાવળી રાણી હોજી. ૪૯
ચારનાં મસ્તક લઈ આવજો જીરે,
રાજા પંથ બતાવું હોજી. ૫૦
ત્યાંથી રાવળ માલો ચાલીઆજીરે,
આવ્યા પોતાને મહેલ હોજી. ૫૧
ચારનાં મસ્તક વાઢીઆં જીરે,
આવ્યા રૂપાંદેની પાસ હોજી. ૫૨
ત્યાંથી રૂપાંદે માલો ચાલીઆંજીરે,
આવ્યાં ધણીને દ્વાર હોજી. ૫૩
ગુરૂરે ગુરૂ મારા દેવંચીજીરે,
મોટા ભુપ નમાવ્યો હોજી. ૫૪
સર્વ ગતને હરી હરી જીરે,
માલાનાં કાંકણુ ભર્યાં હોજી. ૫૫
પેલો જીવાડયો મોભી દીકરોજીરે,
બીજો હંસલો ઘોડો હોજી. ૫૬
ત્રીજો જીવાડયો ક્વલીનો વાછડોજીરે,
એની માતાને ધાવે હોજી. ૫૭
ચોથી જીવાડી ચંદ્રાવળી જીરે,
એતો હરીની આરતી ઉતારે હોજી. ૫૮
ભલે મળ્યો મેઘ ધારૂવો જીરે,
મુવા સજીવન કીધાં હોજી. ૫૯
ગાય શીખે સાંભળોજીરે,
વૈકુંઠ એનો વાસ હોજી. ૬૦

મેઘ ધારૂં એમ બોલીયાજીરે,
સંતનો વૈકુંઠ વાસ હોજી. ૬૧

## ભજન રામાદેવ પીરની સાવળ ૧૨૩.

જીરે બાપજી ભજન વિના મારી ભુખ ન ભાંગે જીરે;
સ્મરણ વિના મારી તલપ ન જાય,
અવર દેવને હું નહીં જાચું રેહેજી;
કૃપા કરીને રામદે દયાળા,
અજમલ ઘેર અવતાર ધર્યા હેજી. ટેક.

જીરે બાપજી આજ જુગમાં અમરફલ આશ હેજી,
ભવતારણ રામો દીન દયાળ,
દુ:ખ દારીદ્ર ટાળી સુખ દેજો હેજી;
સેવક તણા રામો સદા રખવાળા,
અજમલ ઘેર અવતાર ધર્યો રેજી. ૧
જીરે બાપજી મેં કુડાને મારા સંત ગુરૂ સાચા હેજી
જનમે જનમનાં કાપે જાળ બણી ઠણી ગુરૂ વાટે ને ઘાટે હેજી
નેડે રાખોને ઘણી એક લગાર,
અજમલ ઘેર અવતાર ધર્યો હેજી; ૨
જીરે બાપજી પાંખ વિના પંખી કેમ ઉડશે હેજી.
જળ વિના મછીઆના કોણ હેવાલ;
રાજ વિનાની કોણ ગતી મેરી હોજી.
લખપતી રામો સદા રખવાળ;
અજમલ ઘેર અવતાર ધર્યા હેજી, ૩
જીરે બાપજી મેં ગોરા ને મારાજ મળીઆ હેજી
મળીઆરે માલા નીજારી, હરી ચરણે ભાડી હરજી બોલ્યા હેજી

રામદે પીર મને પડછા દેખાડ,
અજમલ ઘેર અવતાર ધર્યો હેજી.

## ભજન રૂખડ ૧૨૫.

ધન ગુરૂ દાતા ને ધન ગુરૂ દેવા.
મારે સત ગુરૂએ નામ સુણાયાજી,
ગુરૂનો મેમા પલે પલે વખાણું
તો પ્રાશ્ચિત સઘળાં જાયજી. ટેક

દેશ દેખાડયો ગુરૂએ સુતો જગાડી;
મુને અલખ પુરૂષ ઓળખાયોજી;
બુડતાં મારા ગુરૂએ તાર્યા,
અમને જમડાને હાથેથી છોડાયાજી. ધન૦ ૧

ખાલ પડાવું મારા શરીર તણીને,
ઉપર સોનેરી રંગ ચડાવુંજી;
જોડા શીવડાવી વીરા ગુરૂને પેરાવું,
તોય ગણ ઓસીગણ કેમ થાવુંજી ધન૦ ૨

ગૌદાંન દીએ મર ભોમીદાંન દીએ,
કાયા કંચનના મોલ લુટાવેરેજી;
કાશી ખેતરમાં કન્યાદાન દીએ,
પણ નાવે મારા ગુરૂજીને તોલેરેજી. ધન૦

સત ગુરૂ મળીઆ મારે ફેરા ટળીઆ,
તો લખરે ચોરાશી છોડાયાજી;
વાઘનાથ ચરણે બોલ્યા રૂખડીઓ,
વેલોતો મુક્તીનો મારગ બતાયોજી. ધન૦

## ભજન ૧૨૫ શરવણ.

જાગી શકો તો નર જાગજોહોજી એકાંત ધરો આરાધ,
ગરવો આલાંગને બેસણે રે હોજી દોઢ
એજી વીરા ગીરનારમાંથી ગેબી જાગશે ગઢ દેલડીએ મેલાણુ
હનુવો જતી વાચક ફેરવે,
અંજનીનો પુત્ર આગેવાન. જાગી૦
એજી વીરા પાંચ કરોડે પ્રલ્હાદ આવશે હોજી,
અને સાત કરોડે હરસન રાય,
નવ કરોડે જેસલ જનૈયો બાર કરોડે બળીરાય. જાગી૦
એજી લીલુડે ઘોડે સાયબો આવશે ઉપર સોનેરી પલાણ.
માતા કુંતા ને સતી દ્રૌપદી, બેઠાં દેવને દ્વાર. જાગી૦
એજી બત્રીસ હથા નરતો જાગશે હોજી આંટુ હાથ અઢાર.
બારમણુની કમાન ચડાવશે, તેર મણનાં તીર. જાગી૦
એજી હાથણી મધડાં વલોવશે, બેડાં ભરાશે બાર,
શેરડીમાં કણુ લાગશે, તેની ખીર રંધાય. જાગી૦
એજી જુનારે જાંગીડા વાગશે, વાગે ત્રંબાળુ નીશાન,
સાયબ પરણે સુંદરી, પરણે રવી ઉગમતે ભાણ. જાગી૦
એજી વીત્રા વીતશે મોડ થાંભલે, વરતાશે જય જયકાર,
ગુરૂને પરતાપે સરવણુ બોલીઆ,
બોલ્યા અગમના એંધાણ. જાગી૦

# સમાપ્ત.